

# દુઃખિયારી મુકતા

૭૦૨૫ યાને





# બાળલગ્નની કહાણી.



ભાગ ૧ લો.



રચનાર અને પ્રસિદ્ધકર્તા.

બાલુભાઇ કહાનદાસ મણીયાર,

સંવત. ૧૯૫૫.

"આર્ય મુદ્રાલય" કાલબાદેવીરોડ.

કિંમત બાર આના.





# દુઃખિયારી મુકતા

યાને

# બાળલગ્નની કહાણી.

ભાગ ૧ લો.



વિક્રમાર્ક. ૧૯૫૫

ઇસ્વી. ૧૮૯૯



"આર્ય મુદ્રાલય" કાલબાદેવીરોડ.

કિંમત બાર આના.

મહામાન્યવર; મહાશય ! !

રા. રા. સ્વદેશપ્રેમી, ભાઈ હિરાલાલ ધરમદાસ સેરૈયા.

બી. એ. એલ. એલ. બી. સોલીસીટર મુંબઇ હાઇકોર્ટ.

મુ. મુંબઇ.—

વિદ્યાવિલાસ, ખંતિલાપણું, મહાંનઉદ્યાગ, અને પરહિત પરત્વેની ઉમદા વૃત્તી એના સ્તુતીપાત્ર ગુંણોએ બચપણથીજ આપનામા નિવાસ કરેલો છે ઉદારતા, દયા અને ગરિબોને સહાય થવાની આપની રૂડી જીજ્ઞાસા, તથા મીલનસારપણું અને નમ્રતા એ આપના દરએક ગુણો અનુકરંણુ કરવાને યોગ્યછે.

ધંધામાં અસાધારણ કુશળતા, સ્વતંત્રતા, અને એક નિશ્ચયને માટે તમો પુરા પ્રસિદ્ધિમા આવેલા છો. નામદાર **બાલ ગંગાધર તિલકના** જગજાહેર મુકદ્દમાને શરૂઆતમાં હાથ ધરી આપનું અતુલીત બુદ્ધિબળ તથા હિંમતને માટે ખાત્રી આપી પ્રજાનો ભારે વિશ્વાસ પ્રાપ્ત કિધો છે. ઈત્યાદિ અનેક ગુણોથી મોહાઇ, તથા માહારા તરફ મમતા રાખી બંધુત્વભાવથી મને જે જે મદદ કરોછો તેની નિશાની દાખલ હું માહારો આ લઘુ પ્રયાસ અંતઃકરણ પૂર્વક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારશોજી.

હું છું

**આપના બાલ બંધુતુલ્ય**

વિશ્વાસુ સેવક,

**બાલુભાઇ કહાંનદાસ મણિયાર**

# પ્રસ્તાવના.



બાળલગ્ન આ વિષય આજકાલ દિર્ઘ સમય થયા આપણા દેશી ભાઇઓમાં ચરચાતો આપણે જોઇએ છીએ. અને તેના માઠા પરિણામ બતલાવવાને માટે કેટલાએક વિદ્વાન લેખકોની કસાયલી કલમથી તેમના અંતઃકરણના ઉદગારો પુસ્તકદ્વારાએ બહાર પાડવામાં પણ આવ્યા છે. તેમજ તેવા હાનીકારક કુચાલને હાંકી કહાડવાની સ્થાઇ અસર જન સમાજના મન ઉપર બરાબર થવાને માટે કેટલાક નાટકો અને ફારસો પણ લખાયા છે. તેમજ તેને રંગભુમીપર કેટલાએક ચાલાક નાટકાચાર્યોની દેખરેખ તળે ભજવી બતાવવામાં પણ આવેલા હોવા છતાં એ જુની જડ ઘાલેલો પુરાતની સડો, અદ્યાપી પર્યંત તેવોને તેવો હૈયાતી ભોગવે છે. અને જેને માટે વિચારશીલ દાઝજ્ઞ પુરૂષોના અંતઃકરણ નિરંતર જળયા કરે છે. તો જ્યાં સુધી એ માહાકનિષ્ટ અને રૂઢ થયેલી નિન્દાને પાત્ર દુષ્ટ રૂઢીનો વિનાશ થાય નહીં, ત્યાં સુધી તત્સંબંધે અનેક પ્રકારના પૂસ્તકો પ્રગટ થવાનો અને તેનો ફેલાવો થઇ તેની સ્થાઇ અસર થવાને ઘટતા પ્રયત્નો પુર્ણપણે ચાલુ રહેવાની હજુ ઘણી ઘણી જરૂર છે અને એવાજ હેતુથી મેં માહારી ભાંગી તુટી કલમે આ પૂસ્તક છુટક છુટક ફુરસદને વખતે લખી તૈયાર કરી જન સમાજના પાદ પંકજમા મુકયું છે.

એક પલવાર પણ ગુંમાન કે ફાંકો રાખ્યા વિના માહારે કબુલ કરવું જોઇએ કે તે અનેક પ્રકારના દુષણોથી

ભરેલું હશેજ; પરંતુ વાંચનાર પ્યારા મહાશયો દોષ દુર કરી સાર માત્ર ગ્રહણ કરશે એવી આશા છે.

આ પુસ્તક છપાતી વખતે ઇશ્વરની અવકૃપાથી જ્વર ગુંમડા ઇત્યાદિ વિવિધ પ્રકારની માંદગીને લીધે બિછાન વશ થઇ પડેલું હોવાથી પ્રુફસીટ માહારા કંપોઝીટરે તપાસ્ય છે. જેની ભાષા મરાઠી હોવાથી એ કાર્ય તેનાથી યોગ્ય રીતે બજાવી શકયું નહોય તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. તો જેને માટે પણ વાંચનારી આલમ પાસે ફરિ વખત માફ માંગવામાં શરમાવું જોઇતું નથી.

લી૦ કર્ત્તા.

# દુઃખિયારી મુકતા

# યાને

# બાળ લગ્નની કાંહાણી

## પ્રકરણ ૧ લું.

શ્રીનગર શહેરની સુંદર ભાગળ પરથી આજે લોકોના ટોળાં ને ટોળાં સારા ભપકાદાર પોષાકમા કયાં જતા હશે વારૂ? શું આજે કંઈ જનહિત કાર્ય થવાનુ હશે? અને તેમા આ સઘળા લોકો આનંદ મય ચહેરાથી અંતઃકરણ પૂર્વક ભાગ લેવાને જતા હશે? શું આજે દેશની પડતીના કારણો માંહેના કોઇપણ કારંણ ઉપર વિવેચંન ચલાવી જેનોં ત્વરાથી નાશ કરવાનો વિચાર કરવાને અથવાતો કંઈ રાજ્ય ક્રિય સવાલનો નિર્ણય કરવાને કોઇ સ્તુતીપાત્ર સ્થાંનપર મહત મિલાવડો મળનાર હશે?

વાંચનાર! આવા સુખકર તર્કકરી મગ્નમય બનવાની તારી ધાર્ણા ખરિ પડે તેવો હાલનો સમય પ્રસંશનિય પણ પામવાને અદ્યાપી પર્યંત યોગ્ય થયો નથીજ. આ ટોળાંઓમાં એકલો પુરષ વર્ગજ નહીં. પણ પ્રમદાઓના પણ સંખ્યાબંધ ટોળાં પુરૂષોની માફક પૂર્વ ભાગના દરવાજા તરફ

ગમન કરતા હતા. તો આપણી દેશી સ્ત્રીઓ એવા જાહેરના કોઇપણ સવાલનો નિર્ણય કરનારી સભામા હાજરી આપી ભાષણો સાંભળે યાને પોતાના વિચારો પણ નિવેદન કરે. એવો સમય આ દેશને માટે ઇશ્વરે નિરમ્યો હોય તેવા ઉદગારજ આણવા એ ફોકટ છે.

આજનાં સ્ત્રી પુરૂષોના સમગ્ર ટોળા કોઇ પણ અમુક ભાગ યા દેશ સેવા કે લોક કલ્યાણના કાર્ય માટે જતાનજ હતા.

આજે શ્રાવણ વદી આષ્ટમીનો દીવસ સર્વ કોઇ એટલેકે પુષ્ટીમાર્ગના સંપ્રદાય વિષે જાણનારાઓના ધ્યાનમાંજ હશે કે શ્રીકૃષ્ણજીના જન્મનો દિવસ હોવાથી, આનંદ ઉત્સવ એ પ્રસંગને માટેજ સરવત્ર હતો. આજના પ્રસંગને માટે જ્યારે જોઇએ તેવી ધામધુમ બીજા દરેએક શેહેરો અને ગાંમોમા ગોસ્વામીઓના મંદિરમાંજ થાય છે, ત્યારે આ શ્રીનગર શેહેરમાં તેવા મંદિરો ઉપરાંત શેહેરની પૂર્વ દિશા તરફ આવેલી સિદ્ધમાતાના મંદિરે પણ સઘળા દેવાલયો કરતાં વધારે ઠાઠમાઠ કરવાનો રિવાજ પુરાતન કાળની રીતિ પ્રમાણે ચાલ્યો આવતો હોવાથી, શ્રીનગર શેહેરની સઘળી હિંદુ પ્રજાનુ મન તે તરફ જવાને આકર્ષાઇ રહ્યું હતું.

શ્રીનગર શેહેરની સુંદર રચના તેના ભવ્ય દેખાવોમાં કોઇ પણ નવા મુસાફરને કદી પણ ગરકાવ કરીનાંખ્યા વિનારેહે તેમ ન હતી; ત્યાંના મકાનોની નવીનતા અને અગમ્ય નમુનાઓ દૃષ્ટીગોચર થતાં એવો કોઈકજ મનુષ્ય કવચિતજ હોય કે ઘડીભર સ્તબ્ધ થયા વિના રહે. શહેરના મધ્ય ભાગપર આવેલું બાગળ સમીપનુ સુંદર ટાવર રાહ-

દારિયોને સમય બતલાવવાને એક ક્ષણવાર પણ પ્રમાદ બતલાવતું ન હતું. તે તરફની બજારો અને નગર નાગરિકોની રોણકદાર હવેલીઓ મંદિરોના ગંગન સાથે વાત કરતા શિખરો અને તેપરના ચળકતા સોનાના કળશો, લાઇબ્રેરી કન્યાશાળા વિગેરેનુ અવલોકન કરી આગળ ચાલતા સિદ્ધમાતાના નામથી ઓળખાતો દરવાજો આવી લાગ્યો. બીજા દરેએક દરવાજા કરતા આ દરવાજો ઘણોજ ઉત્તમ અને નમુનેદાર કહેવાતો હતો, અને હતોપણ ખરેખર તેવોજ ! તે દરવાજાની જુની કારીગીરી નકશીદાર પથ્થરોની એક મેક સાથે શોભી રહેલી બન્ને બાજુની દિવાલો, લડાઇની અંદર યાહોમ કરી દેશાભિમાન સાચવવા માટે મર્ણશર્ણાધિન બનેલા વિર પુરૂષોની કીર્તીમય મુખ મુદ્રા વિગેરેથી આ દરવાજાને બહુજ ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યો હતો. તેમજ તેનું બાંધકાંમ વજ્જરને પણ ભારે પડે તેવુ હતું, તેના મજબુત બાર તેની અંદરની નાની બારી કડાં સાંકળ પોલાદને પાણીપાઇ બનવેલા તિક્ષણ અણિદાર ઝેરીભાલાં વિગેરે ઉત્તમોત્તમ રચનાથી ઉભેલો આ વિશાળ દરવાજો ઘણોજ પ્રસંશનિય ગણાતો હતો. જેની આજુ બાજુ અને સાંસે લક્ષાધિપતિ કરોડપતિ તેમજ માતબર પગારને પામતા પુષ્કળ અધિકારિયોના મકાંનો અને રાજ્ય મંદિરનો પણ કેટલોએક ભાગ આવેલો હતો. તે સઘળાના મધ્ય ભાગમા એક બાહાદુર શિલ્પ શાસ્ત્રીની ખાસ દેખરેખ નિચે બનાવેલો સંગેમરમરનો અધિક સુંદરતાથી ઉભેલો ફુવારો તેના લીલોતરો ભર્યા બગીચા સાથે, તેમજ તેની વેહેતી સ્વચ્છ અને નિર્મળ જળની

ધારાઓ, જે કે જાણે હંસચારાની માફક સાચાં મોતીની સેરો સરખી નજરે પડતાં તેની અદભૂત્ સુંદરતાથી આ ભૂમીનો દેખાવ એટલો તો મનોહર રમણીય, અને વિનોદજનક થઇ રહયો હતો કે સ્વર્ગસ્થાનનું ભાન કરવાને માટે પણ કદાચિત્ બસ થઇ શકે.

આવી જનપ્રિય, આનંદદાયી અને ઉત્તમ ભૂમીપરની રચના નિહાળતાં ત્યાંથી આગળ ચાલવાને મનુષ્યનું મન ન થાય તે વાસ્તવીક છે. પરંતુ આગળ હજુ ઘણું ઘણું જોવાનું છે. યાત્રા ભરાઈ છે, રસ્તે જનારા અસંખ્ય મનુષ્યોના જથ્થામાંહેની થતી વાતચિત સાંભળતાં આજના તહેવારની રચના નિહાળવા આગળ ચાલતાં એવાને એવા ભવ્ય મકાનો ભિન્ન ભિન્ન જાતિનાં મનુષ્યોનાં નામથી ઓળખાતાં જણાયાં અને તે પછી એક સુંદર ટાંકી નજરે પડી. આ ટાંકી શેહેર બહાર પરામાં વસતી ગરીબ પ્રજાના સુખાર્થે રાજ્ય લક્ષ્મીથી બંધાવવામાં આવી હતી. અત્યારે પણ આ ટાંકી માણુસ વિનાની ખાલી ન હતી. હજારો મુસલમીન તેમજ શૂદ્ર વર્ણની હિંદુ બાનુઓ મોટા શોરજોર ભર્યા ધોધાટ સાથે પાણી ભરતાં ધંમસાણુ મચાવી મુકતી હતી; જેના વિલક્ષણુ અવાજો શ્રવણુ કરનારને કંટાળો ઉત્પન્ન કરે તેવા હોવાથી ત્યાં આગળ કોઇ સારા આદમીઓ સ્થિર થતા ન હતા. જરા આગળ ચાલતાં, યાત્રા પ્રસંગે ભરાએલી દુકાંનોની શરૂઆત થઇ, પ્રથમ પ્રેમોદી, કુરમુરા વગેરેના વેપારીઓ ટાપટીપ કરી આમતેમ બેઠેલા જોવામાં આવ્યા. કેટલાએક ખેલાડીઓ ખેલ કરતા-અને કેટલાએક ચકડોળ ફેરવતા, તો કેટલાએક ' મેજીક-

ગેમ' ઇંગ્રેજી જાદુનું નાટક, તથા કેટલાકએક છરી બંગડી ની રમત વગેરે રાખી ગમે તે પ્રકારે પણ પાંચ પૈસા પેદા કરવાની જીજ્ઞાસાથીજ આવેલા નજરે પડતા હતા. ત્યાર બાદ સુથાર લોકો ઢીંગલા ઢીંગલી, ભમરડા, ગરેડી, ઘોડિયાં, બાજઠ, તથા છોકરાઓને ખુશી કરવાના રમતના ગાડી ઘોડા, સેત્રંજ, સોકટાં, પાસા, પાટલા પાટલી, રેંટીયા વિગેરે પોતાથી બનતી કારીગીરી વાપરી હાંસલ કમાવાની દીર્ઘ જ્ઞાસાપૂર્વક, દુકાનો રાખી બેઠેલા હતા.

ત્યાંથી જરા આગળ ચાલતાં તુરતજ એક ગ્રહસ્થની ફુલ-વાડિયે દેખાવ દિધો. જ્યાં આગળ પણ દુકાંનદારોની સારી ભરચક હતી, આ ફુલવાડીપરની ભિન્ન ભિન્ન અવ-લીપરના પચરંગી પુષ્પોની સુંદર સાડી મનને આનંદ સાગરની લહરીમાં દોરનાર રૂપે હતી. તે માંહેના નાના છોડ આદિ મોટા તરૂવરની ઘટા; જુદાજુદા પંખિઓ પોપટ મેના આદિના કોમલ કંઠથી નીકળતા સુંદર સ્વર અને વિવીધ પૂષ્પોમાંહેથી નિગળતા સસુગંધી બીંદુની પરિમળ વિગેરેથી મોહાંધ બની ઝટિત ચાલનાં મનુષ્યો પણ સ્તબ્ધ બની જતા હતા.

વાડીના મકાંન માંહેથી વેદના મંત્રોની ધ્વનિ શ્રવણ થતિ હતિ જેથી અનુમાન થતું હતું કે આ જગ્યાએ અ-વસ્ય કરીને પાઠશાળા હોવી જોઇયે. આ વાડીની અવર્ણ નિય રચના નિહાળી જરા આગળ વધ્યા કે આપણા પ્રસિદ્ધ અને લોક પ્રિય પોસ્ટ માસ્તરનો બંગલો આવ્યો. માસ્તર-ના કુટુંબના નાના મોટા દરેકને ગાવા બજાવાનો શોખ પુ-ષ્કળ હતો. આ પ્રસંગે પણ તેઓ હારમોનિયમ નામનું સુંદર

વાજીંત્ર વગાડવામા તેમજ તેના સુર પ્રમાણે તાલનુ ભાન નહીં ભૂલાય તેવી રીતે ગાયન કરવામા મશગુલ બનેલા હતા. જે સાંભળવાને ત્યાં આગળ હજ્જારો મનુષ્યોની ઠઠ જામી હતી. તેમજ સાંમેના નાનકડા મેદાનમા એક મદારી રમત કરતો હતો. મદારીની રમત તેમજ પેલું મધુર વાજીંત્ર સાથેનુ ગાયન એકજ સાથે હોવાથી મનુષ્યો તે જગ્યા છોડી રંચ માત્ર ખસતા ન હતા. પરંતુ દૈવ ઇચ્છાયે લોકોની વધી પડેલી પ્રબળ જીજ્ઞાસામા તુર્તજ ભંગાણુ પડયું.

ધર્મશાળાની અંદરનો મસ્તાની સાંઢ સાંકળ તોડી છુટો થઈ આ તરફ દોડી આવતા મોહોટી નાસાનાસ થઈ, લોકો આકળા અને બહાવરા બની પોતાના બચાવની જગ્યા શોધવા લાગ્યા, પોસ્ટ માસ્તરનું કુટુંબ પણ ગાવા બજાવાનુ બંધ કરી ગ્યેલેરીમા આવી ઠીઠી કરીને હસવા લાગ્યું. પોલીસના સિપાઇઓ સહીત શહેર ફોજદાર આમતેમ ઘોડો કુંદાવા લાગ્યો; સાંઢ પણ માણસોનો મોહોટો જથો જોઇ ભૂરાયો બની જયાંત્યાં દોડવા લાગ્યો પરંતુ સારા નસીબે કશું પણ નુકશાંન થયા વિના તેવી હોહા તુરતવારજ બંધ પડી. સાંમેથી ચાલ્યા આવતા એક ગોવાળે ખભાપરની કડિવાળી એક લાકડીનો ફટકો પેલા મસ્તાની સાંઢના નાકપર બજાવતા તે તુરતવાર નરમ પડયો અને તેમ થવા પછી ગોવાળિયે માથાપર બાંધેલા મોળિયા વડે સાંઢના ગળામા બે ચાર આંટા નાખી તેને બાંધી લીધો જેથી સઘળો ઘોંઘાટ બંધ થયો અને ગોવાળ સાંઢને દોરી શહેર તરફ ચાલ્યો.

ત્યાર બાદ આગળ ચાલતાં મેળાનું મોહોટું મેદાંન નજરે પડયું જ્યાં આગળની સઘળી ખુલ્લી જગ્યા આજ

ચોમાસું હોવાથી ચોગરદંમ ફુટી નીકળેલી લીલોતરી છવાઇ રહી હતી જે કે ખરેખર જાણે ઇશ્વરી લીલાથી બનાંતની લીલી જાજામ સર્વ સ્થળે બીછાવેલી હોય તેમ ભાસતુ હતુ. આ જગ્યાએ વ્હાંણ ઘોડા હાથિ વાઘ વીગેરે આકારની બેઠક વાલા ગોલ ફરવાના અને નીચે ઉપર જવા આવવાના ચકડોલો તેના માલીકો તરફથી ફેરવવામાં આવતા હતા; અને તેના નાયકોના ખિસામા તમાસગીરો તરફથીજે પૈસા પડતા હતા તે એક ટંક શાળ ભવન જેવી ઉપમાને યોગ્ય જણાતું હતું. મધ્ય ભાગમાં આવેલી સિધિ અને પાકી સડકપર જનસમુદાયનુ ગમન આગમન થતું હતું. ગાડી ઘોડાની દોડધામથી ધરતીમ માં ધ્રુજારો પેઠો હોય તેવું જણાતું હતું. સડકની ઉત્તર દક્ષિણ બને બાજુ વિમળ વારિથી ભરેલાં બન્ને સરોવરના જળની છોળો કિનારા સાથે અથડાતી હતી. જેકિનારાપર લાખો મનુષ્યો મેળાનો દેખાવ જોવાને ઉભેલા હતા. મેળાની બજાર ઘણીજ ઉત્તમ પ્રકારે ગોઠવાઇ હતી. ભપકા ભેર વસ્ત્રોથી માથાપર સુગંધી નારંગી તેલ અને અત્તરની પરિમળ માટે નાજુક પોતું કેર્ણંદ્દિના અમુક ભાગપર રાખી કંદોઇઓ, વિવીધ પ્રકાના મેવાવાળાઓ, મણિયારૂં અને વિલાયતી રમકડાં વેચનાર વ્હોરા લોકો, ડોડા કાકડી વિગેરેના ચિભડિયા વ્હેપારિ કાછીયાઓ વિગેરેની સંખ્યાબંધ દુકાંનો વરસાદ પાણીના ભયને લીધે વાંસના પાલાંની ઝુંપડિયો બનાવી બેઠા હતા. અને તેવી દુકાંનોપર ખરિદ કરનારની સંખ્યા પણ પુષ્કળ હોવાથી અનુમાન થતું કે તેઓ પોતાની પેદાશમાં સંતોષ પામતા હશે. તેમ-

જ સોડા અને લેમોનેડવાળાઓ પણ આ તકનો લાભ લઇ ટોપલામાં પાંચ પચાસ બાટલીઓ મુકી આમ તેમ ફેરી ફરતા હતા. કેટલાએક ત્રણ પૈડાંની ગાડીમાં કાજુ, રેવડી, કીસમીસ, બદામ, પીસ્તાં વીગેરે સુકો મેવો પોતાના ગ્રાહકોને નાની નાની તાજુડી વડે તોળી તોળીને આપતા હતા. કેટલાએક સોનેરી વરખ ચઢાવેલાં પાન, સોપારી, લવંગ, એલાયચી વીગેરેની ફેરી, તો કેટલાએક ચાહ, કાફી ગરમાગરમ ઉકાળેલું અને કેસર શાકર નાંખી કાઢેલું દુધ, ભંગી જનોની પ્રિયતા માટે લીલી લીલાગર ભાંગના લોટા વિગેરેથી પણ ફેરી ફરતા અને આનંદ કમાતા માલમ પડતા હતા.

વાંચનાર ! અસમયના મેળાંની ભવ્ય રચનાનું વર્ણન આપતા અને તેની સમાન પ્રશંશા કરતા ઘણો વખત વ્યતિત થાય માટે હવે આપણે જરા આગળ જઈએ.

અંહિયાથી થોડેજ દુર આવેલી પેહલી સિદ્ધ માતાના પૂજારિયોને પણ આજનો દિવસ ઘણોજ આલ્હાદ જનક હતો. અને તેમ હોય તેમાં નવાઈ પણ શું ? મેળામા આવેલા અસંખ્ય મનુષ્યો માતાના દર્શન કરવાને આતુર દિસતા હતા, તેમજ દર્શને આવનારા ભાવિક જનો કદિ પણ માત્ર માતાની મુર્ત્તી નિહાળી પાછાં ફરનારા હોતાં નથી; જેથી માતાની મુર્ત્તીના ઉપર આજિવીકાનો આધાર રાખી બેઠેલા સુસ્ત પુજારિયોને સારી પેદાશ થવાની વકી હતી.

મેળાનાં વિશાળ મેદાનનો છેડો છોડી આગળ ચાલતાં નાની નાની ટેકરિયો ચઢેલી વાદળીનાં અંધારાથી એકએક

જાણે મસ્ત અને વિક્રાળ હસ્તીની માફક ટગર ટગર જોયા કરતી હોય તેવું જણાતું, વળિ દ્રોરૂપી લીલી જાજમ તેના પોષાક રૂપે બની તેની મહત્વત્તા અને સૌદર્યતામાં વૃદ્ધિ પમાડતી હતી. વખત વિનાનો પરંતુ માત્ર વાદળ ઘટાથી અદ્રસ્ય થયેલા અહર મણિના તેજોમય કિરણોથી વ્યોમમાં લીલા પીળા અવનવા રંગથી ભરેલા લલીત પ્રકારના લીસોટા ટેકરી રૂપી હસ્તીઓના ઉપર ખરેખરા અંકુશ બરાબર ચિતાર આપતા હતા-રાજય પતિ ધિરાજા સાહેબ તરફથી બંધાવેલી પાશાંણની પાકી અને સિદ્ધિ સડકની બને બાજુપર આ પ્રમાણે ટેકરિયો અર્મચક્ષુ આનંદ દાયક થઇ પડતી હતી, તેમાપણ વિષેશ, શોભા વધારી આનંદ ઉમેરવાને સડક અને ટેકરિયોની અંત્તરમા ઉત્તર દક્ષિણ મોહોટાં વિશાળ મેદાંનો આવેલા હતા; અને તેની એક બાજુપરના મેદાંનમાં આજે વર્ષા ઋતુ હોવાથી તેના માલીકોએ બહુજ ખંતથી જમીન પોચી કરી બરાબર ખેડી એકાદ વરસાદ થયા પછી યોગ્ય વખતે જુવાર બાજરિનું વાવેતર કરેલું હોવાથી આજે એ બન્ને ચિજોના ઉભામોલ તથા તેપરના મોતી સરખા અનાંજથી જામેલા ડુંડા ઘણાજ સુશોભિત અને નમ્રતાઇથી નિચી ડોક કરી ઉભેલા જોનારની નજરને સંતોષ આપતા હતા; તેમજ તેવા મોલની વચમાનો ભાગ જેમાં કંઇ પણ વાવેતર કરવા વિના માત્ર દૈવઇચ્છાનુસાર ઉગી નિકળેલું કુંમળું ઘાંસ ક્ષેત્રધણિયોએ ખંતથકી નેદી નાંખી જમીન ચોખ્ખી તૈયાર કરી જેમા વાવેલું મગ મઠ વિગેરે કઠોળની કુંપળો વિગેરે દ્રષ્ટીગત થતાં આનંદ ઉદભવ થયા શિવાય

રહેતો હતો નહીં. બિજી બાજુ પણ દરિયાઈ પાણીના વ. ખત બેવખતના જુવાળો આવવાથી સ્થળે સ્થળે સફેદ ચંદની સરખું મીઠું જાંમી રહયું હતું, અને તેથી તેની સુંદરતા પણ અચ્છાનંદ દાખવતી હતી. ઇશ્વરની અગમ્ય રચના પાસે મનુષ્ય કૃતિ શું વિચારમા લેખાવિ શકાય, આ જગ્યા પણ જાંણે ખાસ પથ્થરથી બંધાવી તેનાપર બહુજ ધ્યાંન આપી સાફ કળિ ચુનો ઢોળાવ્યો હોય તેવી રળિયામણી દિસતી હતી.

સડક ઉપર જનોઇના દોરડાં ઘાલી ભિક્ષા વૃત્તી કરનાર વૃથાબ્રાહ્મણ નામનુ ગૌરવ રાખનારા નામધારિ બ્રાહ્મણો અને તે શિવાય પણ ગરિબ બીજી વર્ણના ભિક્ષુકો લુલા લંગડા, બહેરા મુંગા, પતિયા, કોઢિયા, આંધલા ઇત્યાદિ અનેક ભિખારીઓ લાંબા લાંબા પથારા કરી પાઇ પૈસાની લાલચથીજ બેઠેલા હતા કેટલાએક ગુજરાતી બ્રાહ્મણોના નામથી ઓળખાતા મેલી પાઘડી અને જાડી જનોઇ વાળાઓ વિવેક રહિત થઇ એક થાળીમા થોડુ એક કુંકું લઇ માર્ગે ભ્રમણ કરતા દરેએક સ્ત્રી પુરૂષોને જેથાઓ જેથાઓ ના ઉચ્ચાર કરતા ચાંદલો કરવાને જતા જોવામા આવતા હતા; કેટલા એક ચાંદલો કરાવતા અને કેટલા એક ના પણ કહેતા, છતાંપણ એ સ્વાર્થમાં અંધ થએલા અને ખરેખરા બ્રાહ્મણ ધર્મથી નષ્ટ ભ્રષ્ટ થએલાઓ દરએક પાસે યાચના કરવાનું એક ક્ષણ માત્ર પણ વિસરી જતા નહતા. જેથી કેટલાએક મનસ્વી ઇચ્છાથી અને કેટલાએક કંટાળીને પણ પાઇપૈસો કે ચપટી અનાજ પણ આપતા હતા. તેમજ પેલા બિચારા અપંગ ભિખારિઓને પણ ભલા

અને દયાવંત સ્ત્રી પુરૂષો પાઇપૈસો અનવસ્ત્ર આદિ ચિન્હે આપી તેનું દીલ ખુશ કરતાં આગળ જતાં હતાં. તેમજ કેટલાએક કીર્તીદાનના અભિલાષીઓ માત્ર પોતાની પિછાંનવાળાનેજ આપવામાં કૃતાર્થ માની માર્ગ કાપતા માલમ પડતા હતા. આવીને આવી ભિક્ષુકોની પાઘડીપના જેવી. બજાર કાપતા કાપતા આગળ ચાલ્યાનો એટલે સિદ્ધમાતાનો, વિજયદંડ અને તેનાપર ફરકતી ધ્વજા દ્રષ્ટીગત્ત થઇ.

જેવી રીતે શ્રીનગર શહેરની પૂર્વ દિશાએ આવેલો સિદ્ધમાતાના દરવાજાના નામથી ઓળખાતો દરવાજો તમે આગળ જોયો તેમજ રમણિય અને સ્તુતી પ્રાત્ર હતો તેવો તો નહીંજ તોપણ ઘણોજ શોભાયમાન સિદ્ધમાતાના મંદિરનો દરવાજો પણ હતો. જે દરવાજો ઘણો ભવ્ય હોવા છતાં ત્યાં આગળ આજે ઘણીજ ગરદી માલમ પડતી હતી. શ્રીમંત કુટુંબના બૈરાંઓ પણ આ સમયે માતાના દર્શને આવેલાં હોવાથી ગમન આગમન કરવાનો રસ્તો મેળવતા તેના રક્ષકોને ઘણીજ મુશ્કેલી પડતી હતી; પરંતુ છેક સંધ્યાકાળ થયેલો હોવાથી હવે તે ગરદી આછરવા માંડી હતી. ધિમે ધિમે છેક ગણ્યા ગાંઠયા માણુસો શિવાય બાકીનાં તો સઘળાઓ માત્ર દર્શન કરી ગ્રહ તરફ વિદાય થયા. પ્રીય વાંચનાર ! માત્ર મંદિરની આસપાસ પ્રદિક્ષણા કરવાની ફરશ ઉપર ફેરો મારતા અને તેની અંદર વિરામ પામવાની જગ્યા પર આજે એક વિચીત્ર કૌતુક તારા જોવામાં આવશે.

આ વિરામ સ્થાંનપર અત્યારે શાંત અને સુખકારક પવનની લહેરો તેમજ દક્ષિણ દિશા તરફ આવેલી જલધીના જળની

છોળો કિનારા સાથે અથડાતા હોવાથી તેના અવજોની ધ્વનિ, ઇત્યાદિ કારણોને લીધે આસ્થાંન પણ કેટલાએક આનંદી અને તરૂણ સ્ત્રીપુરૂષોને ઘણુંજ વ્હાલું થઇ પડેલું હોય તેવું અનુમાન કોઈ પણ માણુસ ને થયા શિવાય રહેજ નહીં; અને ખરેખરૂં જોતાં તે હતું પણ તેમજ, અને તેથીજ તેને લોકો વિરામ સ્થાનની ઉપમા આપતા હતા.

આ સ્થાંન શ્રીનગર શહેરના નાગરિકો તેમજ સ્ત્રીયોને પણ ઘણુંજ વ્હાલું હતું, અને તેથીજ તે સ્થાનપર કંઇ પણ ખાસ પ્રસંગ શિવાય પણ લોકોનુ ગમન આગમન નિરંતર ચાલુજ રહેતું હતું. અત્યારે જો કે તે સ્થાનપર કોઈ પણ સ્ત્રી પુરૂષ બિલકુલ જણાયું નજહતું તોપણ તેવું કાંઇ ઘણો વખત વિના વસ્તીથી રહ્યું નહીં. તેજ ક્ષણે બે-આસ્ટ્રેલીયન પાણીદાર ઘોડાના હણહણાટ સાથે એક સુંદર 'લેલીનથી જડેલી મોહોટી લેંન્ડો નામની વિલાયતી ગાડીમા બિરાજી શ્રીનગર શેહેરના એક મોભાદાર વણિક વ્હેપારી શેઠ પ્રેમચંદ લક્ષ્મીચંદના સૌભાગ્યવતી પત્ની ગરવસુંદરી તથા તેની સહી કામલીલા બન્ને સખીઓ આવી લાગી, આ વણીક પત્નીઓ જો કે માત્ર દર્શન ઉપર ઘણોજ પ્યાર રાખતી હતી તોપણ તેની કોઇ બીજી સખીયો પાછળના વિરામ સ્થાનપર આવેલી હશે તેવું માનવાથી તેઓ જલ્દી દર્શન કરી વિરામ સ્થાંન તરફ આવી લાગ્યા.

ગરવસુંદરી—સખી કાંમલીલા ઘણી આશ્ચર્યની વાત છે કે આજે આ વિરાંમ સ્થાંન વિના વસ્તીએ આપણી નજરે જોવામાં આવેછે.

વળિ રતનલક્ષ્મી હિરાલક્ષ્મી અને કુસુંમ કળા જે-ઓએ આવવાને કહેલું હતું તેઓ પણ કાંઇ આવેલા હોય તેવું જણાતું નથી.

કાંમલીલા—ખરિવાત ગરવસુંદરી એ •એમ કેમ બન્યું હશે વારૂં ? પણ જુવો તો ખરા દુરથી પેલી ગાડી કોની દેખાય છે ? મને તો કુસુંમકળાનીજ ગાડી હોય તેવુંજ માલમ પડે છે.

ગરવસુંદરી—હાહા કાંમલીલા તેમજ છે જુવોની પેલા કોચમીનનો ભપકો ! કુસુંમકળાનો ધણી પણ ઘણો હોંશીલો છે, કોચમીનને કપડા પણ કેવા સરસ અપાવ્યા છે; જોજો તો ખરા ! આજે કુસુંમકળાનો રોફ઼પણ કાંઈ જુદોજ હશે. પ્રીય વાંચનાર ! ગરવ સુંદરી જેવી રીતે એક પુરા પૈસા દાર વણિકની સ્ત્રી હતી તેવીજ રીતે તે પીયરની પણ ભરી હતી, તેમજ બચપણમા માત પિતાએ સારે રસ્તે નહીં ચઢાવતા અતિશય લાડમા ઉછેરી તેને સ્વચ્છંદી બનવા દિધેલી હોવાથી તેનુ જેવું નામ હતું તેવાજ ગુંણોએપણ તેના દિલમા પ્રવેશ કિધો હતો. પ્રતિદિન વિવીધ પ્રકારના અહાર વિહાર સાથે કસરત કોઈપણ પ્રકારની નહોવાથી શરિર કાંઇક પવંનથી ફુલાયલું હતું. પ્રમાદ પ્રાધાન્ય હોવાથી કંન્યાશાળાનુ મકાંનજ જોવને જેને ન બનેલું તેવી કંમનસીબ હિંદુ સ્ત્રી ઉપર વિદ્યા દેવીના છાંટાતો પડેલાજ કયાંથી હોય ? કાંમલીલા કરતા ગરવસુંદરીના પગલાં જરા ભારે પડતાં હતાં અને પેટનો આકાર પણ કાંઇક બહાર નિકળેલો હોવાથી જણાતું કે તે સગર્ભાછે. બન્ને સખીઓ અરસપરસ કુસુમકળા'ની વાતો કરતી, અને

તેને આવવાની રાહ જોતી ગાડી તરફ એકિનજરે જોયા કરતી હતી.

કુસુંમકળા ગરવસુંદરીની માફક પૈસા પાત્ર પીયરની ન હતા, પરંતુ એક નાના ગામડામાં વસનારા ગરિબ પણ વિવેક, ઉદાર, અને પરોપકાર આદિ સદગુંણ રૂપી દોલતથી ભરેલા માતબર અને કુલીંન મા બાપની પૂત્રી હતી. આગળ આપણા દેશના કેટલાએક શહેરોમાપણ કંન્યાશાળાઓ ન હતી તો આવા એક નાના ગામડામા વિઘાદેવીનું મંદિર કંન્યાઓને માટે કયાંથીજ હોય ? પરંતુ ગરિબ અને ખાંનદાંન માત પીતાની સારી સંભાળ નીચે ઉછરેલી હોવાથી ગ્રહ કાર્યની સઘળી કેલવણિ તેણે બહુજ સારી રીતે મેળવેલી હતી. નીતિ, વિવેક, દયા અને સાચાં બોલા થવું તે તો તેનો નિરંતરનો અભ્યાસજ હતો. ગ્રહકાર્યનો યોગ્ય ભાગ બજાવતી હોવાથી તેમજ પાડા પાડોશીના કામકાજમા પણ નમૃતા પૂર્વક ભાગ લેવાની સ્તુતીપાત્ર વર્તાણુંકને લીધે તેને કેટલેક દરજજે મહેનત કરવી પડતી; અને એથી તેના શરીરને યોગ્ય કસરત થતી; જેથી તેનું શરિર તંદુરસ્ત હતું. અને તેનો આનંદી સ્વભાવ તેના ફુટડાપણામાં વિશેશ ઉમેરો કરનાર હતો. તે કુલીંન કંન્યા જેવીરીતે સારા માત પીતાને ત્યાં જન્મપામી ઉમદા રીતભાત અને તેવીજ વર્તાણુંક સંપાદન કરી શકી હતી, તેવીજ રીતે યોગ્ય પતિ મળવાથી દૂધમા સાકર મળે તેવીજ રીતે તેનો સંસાર ઘણોજ સુખી ગણાતો હતો. પરંતું તેના કંમ નસીબેકરી થયેલી કસોબતના અંગે તેની આખર અવસ્થામા પડનારા માહાભારથ

કષ્ટની શરૂઆત આજેજ થવાની છે, જે કે હવે બહુજ થોડા વખતમા તાહારા જોવામા આવશે.

જેવી રીતે કુસુંમકળા સારા માત પીતાને ત્યાં જન્મ પામી સદાચાર શિખી સુભાર્યા એ ઉપનામને સુશોભિત કરે તેવા દરેક લક્ષણોથી ભરેલી હતી, તેવીજ રીને તેનો પતિ પ્રેમમોહનરાય પણ એક ગરિબ કુટુંબમાં જન્મ પામી માત્ર વિદ્યા દેવીના રૂડા પ્રભાવે અને એજ મહાદેવીની સદ્કૃપાનુસાર મેટ્રિક્યુલેશનની પરિક્ષા આપવા બાદ ડિસ્ટ્રીક્ટ વકીલની પરિક્ષા પણ પાસ કરી હતી; તેમજ તે જાહેરના કામો બજાવવાને પણ ઘણોજ મમતાવાંન અને ખંતિલો હોવાથી વર્તમાન પત્રોના અધિપતિયો પણ પોતાના પત્રોની કટારોમાં તેની વખત એ વખત પુરતી પ્રશંસા કરતા, જેથી જગતમા પ્રેમ મોહનરાયનું નામ ઘણુંજ લોકપ્રીય ગણાતું હતું. તેમજ તેનો મિલનસાર સ્વભાવ તિક્ષણ બુધ્ધિ અને પોતાના અસિલનુ ભલું કરવાની પુરતી કાળજી રાખતા હોવાથી પ્રેમમોહનરાયનું નામ શ્રીનગર શહેરના વકીલ તરીકે પણ પહેલા નંબરમાંજ ગણાતું હતું. આવા સુવર્ણમય. ગુણોથી ભરેલા બહાદુર પુરૂષને કુસુમકળા સરખું સુભાર્યા રત્ન પ્રાપ્ત થાય, પછી તે જોડાના શું વખાણ થવા જોઇએ ! અલબત જે વખાંણ ન થાય તેજ થોડા. જોકે વકીલ પ્રેમમોહનરાય અને સદગુણી કુસુંમકળા પણ બાળલગ્ન રૂપી ઝેરી સાંકળથી બચવા પામેલા તો નજ હતાં. પરંતુ તેઓ આટલા સુખી નિવડયા તે માત્ર તેઓનો સત્સંગ ઇશ્વરે આપેલી ઉંચવૃત્તિ અને સારી ઉમદા તકોનેજ આ ભારી ગણવાં જોઇએ.

જેમ સોનાની થાળીમા લોઢાની ચુંક સારી ન લાગે તેમ-જ માણસોના દરએક પ્રસંશનિય કર્તવ્યમાં એક પણ કદાચિત નઠારૂં કર્તવ્ય બને તો તે પણ સારૂં નજ લાગે. પ્રિય વાંચનાર ! ! તને પણ ખરેખર અંતઃકરણમા ગ્લાની ઉદ્દભવ પામ્યા વિના રહેશેજ નહીં કે કુસુંમકળારૂપી ભાર્યારત્નના સંબંધમા પણ આજે એવોજ બનાવ આ વિરાંમ સ્થાનપર બનવાનો છે.

ગરવસુંદરી તથા કામલીલા જેવી રીતે કુસુંમકળાને મળવાની આતુરતાપૂર્વક તેની ગાડીની સાંમે ટગર ટગર જોયાં કરતાં હતાં, તેવીજ રીતે કુસુંમકળાની ગાડી પણ વિજળીની માફક ઘણીજ ત્વરાથી આવી લાગી હતી. જેવી ગાડી આવી અને સિદ્ધમાતાના દરવાજા આગળ ઉભી રહી, કે તરતજ ઘોડાવાળાએ આવી ગાડીનું બારણું ઉઘાડ્યું, રિવાજ પ્રમાણે એક બાજુપર ગાડીનુ બારણું પકડી ઘોડાવાળો ઉભો રહયો અને ગાડીની અંદરથી કુસુંમકળા તથા રત્નલક્ષ્મી બન્ને નિચે ઉતર્યાં. રત્નલક્ષ્મી આગળ ચાલી અને કુસુંમકળા ધિમે ધિમે પાછળ ચાલતી હતી. તેમજ તેના પગલાં પણ જમીનમાં જરા ભારે પડતા હતા, આદિ કેટલાએક ચિન્હો એવાં હતાં કે જે ઉપરથી તેણી સગર્ભા હોય તેવું માનવાને કારણ હતું.

રત્નલક્ષ્મી અને કુસુંમકળા માત્રુદર્શન કરી વિરાંમ સ્થાન તરફ આવી લાગ્યા કે તુરતજ ગરવસુંદરી તથા કાંમલીલા તેઓને ભેટી પડયા.

ગરવસુંદરી—કુસુંમકળા આજે તમે તો માહારાથી પણ વેહલા આવવાના હતા તેને બદલે આમ આટલું બધું મોડું થયું વારૂ ?

કુસુંમકળા—બહેન ગરવસુંદરી હું તો ધણીએ વ્હેલી આવવાને તૈયાર થઇ હતી, તેમજ ગાડી પણ ઉતાવળે જોડી લાવવાને ઘોડાવાલાને કહ્યું હતું, પરંતુ રત્નલક્ષ્મીને આવતાં ઘણોજ વિલંબ થયો. મોડું થવાનું કારણ તો એજ છે.

ગરવસુંદરી—સખી કાંમલીલા જોયું કે! કુસુંમકળા કેટલાં પોહોંચેલાં અને જવાબ આપવામાં કુશળ છે? પોતાને ટાપટીપ કરતાં અને વકીલ સાહેબનું મન મનાવતાં વાર લાગી હશે અને નકાંમી બિચારી રત્નલક્ષ્મીને વગોવવાં તૈયાર થયાછે. કુસુંમકળા તમારો ધણી પણ ઘણોજ હોંશીલો દેખાયછે હો; શું આજ તમારો ભપકો અને દમામ છે? તમારો ધણિ પણ તમને બહુ સરસ રીતે શણગારેછે હો!!

કાંમલીલા—બહેન તેમા તમને શું આશ્ચર્ય લાગ્યું? આજ કાલ આપણા શ્રીનગર શહેરમા પહેલા નંબરના વકીલ છે; રાજા સાહેબ પણ વખત બે વખત તેમની મુલાકાત લે છે અને ઓફિસમાંતો જેવી ટંકશાલજ પડે છે. પછી કુસુંમકળાને શણગારે તેમાં તે શું નવાઇ? તેમજ કુસુંમકળાના રૂપતે કયાં ઓછાંછે; અને તેથીજ વકિલ પ્રેમમોહનરાય તેમને જોતાંજ જેવા ગાલાવીલાં થઇ જાય છે. બહેન મારો ધણી તો કાંઇક બોલું કે જેવો ખાવાનીજ વાત કરે છે, અને કુસુંમકળાએ તો બરાબર પાંચ આંગળિયેજ પૂજ્યા છે કે આવો મોટો વકીલ છે છતાં પણ જેમ કુસુંમકળા નચાવે તેમ નાચે છે.

કુસુંમકળા—બહેન ગરવસુંદરી આમ બોલવું તે શું તમને છાજે છે, માહારા પતિ તો બિચારા ગરિબ છે; તેતે મને શું શણગારે; એ તો તમારી જેવા સારા પૈસાવાળા ઘરાગોની મહેરબાનથીજ બધું નિભ્યું જાય છે. મહારા પતિ કરતાં તમારા પતિ કયાં કંમ છે? આજકાલ શ્રીનગર શહેરના નગરશેઠ તરિકેનો જેના માથાપર મુગટ છે. મોહોટા લક્ષાધિપતિ અને પાંચમાં પૂછતા છે, વળિ તમારો એક બોલ પણ કદિ લોપતા નથી. તમારા જેવા મોહોટા ધનાઢ્યની પાસે અમે ગરિબ તે શું વિસાતમા? સખી કાંમલીલા તને પણ ચાલતે ગાડેજ બેસી જવાની ટેવ દેખાયછે ને શું? શું તું નથી જાણતી કે પ્રેમચંદ શેઠની પાસે અમે કાંઇ હિસાબમાં નજ લેખાઇએ?

ગરવસુંદરી—કેમ કુંસુમકળા બાપડિને દંભ બરાબર કે કે? અત્યારે પૈસા સંબંધી વાતજ નથી માત્ર હોંશીલાજ વાત છે, સ્ત્રીઓને પૈસાવાળા કરતાં પણ હોંશીલો ધણી હોય તો વધારે સુખી કરે છે.

રત્નલક્ષ્મી—બહેનો તમે તો તમારૂં ટાયલું કુટવામાં પડયા છો, પણ જુવો તો ખરા કે પેલું સામેથી કોણ આવે છે?

કાંમલીલા—બહેનો એક તો પેલાં હીરાલક્ષ્મી છે પણ તેની સાથે બાજુ કોણ છે તે હું જાણતી નથી. (હીરાલક્ષ્મી તથા મગનગવરી પ્રવેશ કરે છે.)

કુસુંમકળા—બહેન હીરાલક્ષ્મી તમે તો કાંઇ બહુજ મોડું કિધું?

હિરાલક્ષ્મી—બહેન કુસુંમકળા આવવાનું તો ઘણુ વહેલું હતું પણ એમની તબિયેત બરાબર નહીં હતી જેથી મોડું થયું.

કુસુંમકળા—હા બહેન બિચારાં કેવાં લેવઇ ગયાં છે! લોહી તો શરીરમાં જરા પણ રહ્યુંજ નથી. અને જેવાં નવાં પીળાંપચ સરખાં થઇ ગયાં છે બહેન હિરાલક્ષ્મી એ કંઇ તમારા નજીકના સગાં થતાં હશે કેમ વારૂ? એમની તબીયેત આમ કેટલોએક વખત થયા બગડેલી ચાલે છે?

હિરાલક્ષ્મી—બહેન કુસુંમકળા એઓ મારા સગા મામાજીની દિકરી થાય છે, અને સ્વભાવ બહુજ મળતાવડા અને પોતે ઘણાંજ સાદા હોવાથી સાસરા પીયરમાં બધાનું તેમનાપર ઘણું હેત છે, મારી સગી નણંદો કરતાં અમારા ઘરની તેઓ ઘણીજ કાળજી રાખે છે. બચપણમાંતો ઘણા તંદુરસ્ત હતા; કોઇ દહાડો નખમાં પણ દરદ થતું નહીં, પણ પરણ્યાપછી બહેન તેજ વર્ષમાં ઇશ્વરે દહાડો ચઢતો કર્યો અને પાછળથી પાંચમે મહીને કસુવાવડ થઇ ગઇ ત્યારથીજ તાવતો તેમનો પલ્લો છોડતોજ નથી. અને દિનપ્રતિદીન શરીર માંહેથી લોહી ઉડતું જાય છે તથા અશકિત વધતી જાય છે; ઘણાં ઘણાં વૈદ્ય અને ડાકટરો ઓસડ કરીને થાકયા; ચાર દહાડા સારૂ રહે અને પાછો ફરિ ઉથલો મારે બિચારાં હેરાંન હેરાંન થયા કરે છે, હવે અહિંયા હવા ફેર કરવા આવેલા છે અને કંઇ સારૂં થાય.

કામલીલા—બહેન દુનિઆમાંબાઇડીને ભારેવગાં થવું અને છોકરાં જણવાં તે જેમ એકજાતનો લાહાવો પડવા જેવુ

છે તેમજ એકમાંથે ખરેખરિ કાળચક્રની ધાત પણ છે. જો સિદ્ધેસિદ્ધું ઉતર્યું તો તો ઠીક નહીં તો જીવનાજ સાટાં; પણ બહેન એથી કંઇ ચાલે છે.

કુસુંમકળા—બહેન છોકરીઓને છેક નાની નાની પરણાવીએ અને પાછી તુરતજ સાસરે મોકલીએ તેનુ એ ખરાબ પરિણામ છે. યોગ્ય ઉમ્મર થયેથીજ જો લગન થાય અને પાકટ વયે તેઓ સંસાર વ્યહવારમાં પડે તો પછી એવા બનાવો કવચિત્તજ બને.

કામલીલા—બહેનો જુવો તો ખરા આજતો ખરેખરો આપણો સ્ત્રીસમાજજ એકઠો થવાનો હોય તેવું દિસે છે. જુવો દુરથી પેલી કંચનલક્ષ્મીની ગાડી આવે છે, મોટાં મોટાં મોજીલાં અને શોખીલા લાગેછેનેશું ? કેવી ગાડીની ધમણ ધમણ ઉતરાવી નંખાવી ખુલ્લી ગાડીમા હવા ખાતા અને જોશબંધ ગાડી દોડાવતા ચાલ્યા આવે છે, સાથે બીજું પણ કેઇ દેખાયછ ખરૂં !

ગરવસુંદરી—તે કેમ દેખાતું નથી કંચન લક્ષ્મીને સામે બારણે પેલી કંનસુંદરી રહે છે તે છે, એકલાં આવવું ન ફાવે માટે તેમને સાથે લાવ્યા હશે.

કાંમલીલ—બહેન ગરવ સુંદરી એ પણ છે તો બપકાબંધ ! નહીંતર એના પતિ કંઈ બહુ કંમાતા નથી, એક સાધરંણ તારમાસ્તરની ચાકરી છે; પાંચ પચાસ રૂપૈયાનો પગાર બહુ બહુ તો આવતો હશે ?

ગરવસુંદરી—બહેન તું જાંણે નહીં એ તો મુંબઈવાળાં કહેવાય ! ! ધરમા હોય કે ન હોય પણ બહાર જાય

ત્યારે ટાપ ટીપ જરા સારી રાખે. એક જોડ સારા લુગડાંની હોય તેને તેઓ આખી જીન્દગી સુધી ઘણી સંભાળથી ચલાવે. બાહાર જાય ત્યારે રૂપાળાંને રઢિયાળાં થઇને નિકળે અને પાછાં ઘરમા આવ્યાં કે તુરત તે કપડા કબાટની કળ પછવાડે પડે, પછી સારાં રહે તેમા શું નવાઈ? મુંબઇવાળાંની તો સાચવણુજ જુદી.

કાંમલીલા—હા બહેન બોલવાંમા પણુ ઘણા ચાલાક છે. કંનસુંદરીના પતિને અહિંયાં ચાકરી આવ્યા ને હજુ બે વરસ તો થયા નથી તેટલામા તો બન્ને ધણિ ધણિયાંણી જાંણે અંહિયાંનાજ અસલ વતની હોય નહીં તેટલાં શહેરમા જાણિતા અને ઓલખાંણવાળાં થઈ પડયા છે. એવું મીઠું મીઠું બોલેછ કે તે બધાને બહુજ ગમેછે.

ગરવસુંદરી—હવે ટાયલું પડતું મુક જો તેઓ તો ગાડી માંહેથી ઉતર્યા અને હમણા અંહિ આવી લાગશે.

કાંમલીલા—બહેનો તેઓ આટલા બધા ઉતાવળાં કેમ આવતા હશે વારૂ! કાંઇ કાંઇ નવીનવી વાતો કરવાને, આતુર હોય તેવું જણાય છે.

( કંચનલક્ષ્મી અને કંનકસુંદરી આવી લાગતા તેને ગરવસુંદરી પુછેછે. )

ગરવસુંદરી—કેમ બહેન કાંઇ નવીન?

કંચનલક્ષ્મી—નવીન તો કેવું કે તમે તો સાંભળીને ખુશ ખુશ થઈ જશો.

કાંમલીલા—ત્યારે કહોને વળી મોંઘા સોંઘા શાના થાઓછો? આ તારમાસ્તરના ઘરવાળા કંઇ તારબાર લાવ્યાછ કે શું?

કનકસુંદર—બહેન અમે તારશું લાવીએ તમારા જેવા મોહાટા માણસો પાસે અમારી તે શું વિસાત ?

કંચનલક્ષ્મી—બહેનો આપણી નાતની પેલી હરકેરા અને મોતીકોર બન્ને ભારે વર્ણ છે, તે તો તમે સઘળી જાંણો છો, તેમણે તો એક કૌતુક કીધું.

ગરવસુંદરી—કંચનલક્ષ્મી બોલ જલદીથી કહેબહેન તેનું તે તેમણે શું કીધું ?

કંચનલક્ષ્મી—બહેનો એ બન્નેનો એકેજ સાથે દહાડો ચડ્યો થયેલો, બન્ને પાડોશી હોવાથી એક બીજાને સ્નેહ-પણ સારો હતો; જેથી તેમણે તો વિવા પહેલાં અઘરણી જેવો નિશ્ચય કિધો, હજી તો ખબર નથી કે અધુરે ગયું કે છોકરો કે છોકરી શું આવશે તે પહેલાં તો જન્મ પામનારા બાળકોનો વેશવાળ કર્યાં.

ગવરસુંદરી—બહેન તેમાં તેમણે શું ખોટું કરયું છે ? બારેવર્ણતો છેજ બેમાંથી એકને છોકરો આવે ને બીજીને છોકરી આવે તો આવેશવાળ થયું, અને બન્નેને છોકરા કે છોકરી આવે તો વેશવાળ ફોક.

હિરાલક્ષ્મી—હા બેહેન ! એક તો ગોઠંણુ તરીકેનો સં-બંધ હોય અને તેમા વળિ આવું બને તો એતો રડયું જેવું જાંણે દુધમા સાકર જેવુંજ લાગે, ખરેખર એ તો જાંણ્યે સોનામા કુંદન ! ! કેવું મઝાનું લાગે છે; મને તો એ વાત બહુજ ગમી.

કુસુંમકળા—બહેનો તમે બધા તે વાતના વખાંણ કરો છો, પણ કોને ખબર શું આવ્યું શું નઇ, આગળ-

થી આપડાલ્યા થઇ આવું કાંમ કરનારની તરફ મને તો સારૂં મત બાંધવાને મન થતું નથી.

ગરવસુંદરી—બહેનો આતે તમોને શું ચેટક લાગ્યું છે. જે હોય તે કહેશે ? શું આવશે છોકરો કે છોકરી કાંઇ હાથી ઘોડો તો નહીંજ આવે ! ત્યારે ફોકટ ચિંતા શા માટે કરવી જોઇએ ?

કંચન લક્ષ્મી સતા કંનકસુંદરી જો કે મુંબઇમા વસેલી હોવાથી તેને આ બાબત પસંદતોનજ હોય પરંતુ તેને ચાલતે ગાડે બેસવાની અને મોહોટાઓને ભલું લગાડવાની ટેવ હોવાથી ગરવસુંદરીની પ્રીતી સંપાદન કરવા એક પતંગો જન્મપામનારી બિચારી મુકતાના કમનસીબે મુકવાનું મન થયું. આવા હિચકારા હાજીહાજીખોર સ્ત્રી પુરૂષોથી જગતના તંત્રને કેટલી હાંની થાયછે તે ઘણે ભાગે શ્રીમંત કુટુંબમા વસનારા અનૂભવીઓની જાણમા સારી પેઠે આવે છે અત્યારે પણ એજ ટેવ કારણ ભુત હોવાથી કંનકસુંદરી ઝીણા અવાજે મીઠી જુબાંનથી બોલી.

કંનકસુંદરી—બહેનો જો તમોને ગુસ્સો ન લાગે તો હું એક માહારી મરજી જાહેર કરૂં ?

ગવરસુંદરી—બોલોની તમોને ના કોણે કહી ! તમે પણ અમારા ભલાનેજ માટે કાંઇ બોલશો વળિ તમે તો મુંબઇવાળા વાસ્તે વધારે ચાલાક અને વધારે અકલવાળા ગણાવ છો.

કંનકસુંદરી—બહેનો પણ હું તમારી નાતની નથી અને મારે જે વાત કરવાની છે તે તો તમારી નાતના વ્ય-

હવાર સાથે સંબંધ ધરાવે છે.

કંચનલક્ષ્મી—બહેનકંનકસુંદરી તમારે જરા પણ ગભરાવું નહીં. જે કહેવું હોય તે સુખેથી કહો જો કે તમે અમારા નાતીલાં નથી તોપણ શું થઇ ગયું ? અમારી સાહેલીઓ એવી જૂદાઇ રાખે તેવી નથી. વળિ તમે જે વાત કરશો તે કાંઇ એવી નકાંમાં તો નહીંજ હોય કે કાંઈ ખોટું લાગે.

કંનક સુંદરી—જ્યારે તેમજ છે અને તમારી વચમા તમારી એક સખીની માફક મને પણ બોલવાને તક આપો છો, તે ખાતર તમો બધી બહેનોનો હું ઉપકાર માનુછું, અને આશા રાખું છું કે હું એક ઘણીજ ખુશાલી ભરેલી બાબત જાહેર કરવા માગું છું તેમા તમે સઘળી એક મત થઈ માહારા અભિપ્રાય સાથે મળતી આવશો. હું જે કામ કરવાને કહું છું તે કદાચ કરવું કે ન કરવું તે તો ગરવસુંદરી અને કુસુંમકળા બન્નેની મરજી ઉપર છે પણ હું તો માહારી ખરેખરી ફરજ સમજી જે વિચાર સુઝે છે તે જાહેર કરવાને ઇચ્છું છું.

ગરવસુંદરી—બહેન હવે નકાંમી લાંબી લાંબી વાતો કરી વાર લગાડે છે તેના કરતા જે હોય તે જલદી કહી દે કે ઝટ લઈને બરંમ ભાગે અને અમારૂં મન શાંત થાય.

કનકસુંદરી—બહેનો તમે સાંભળવાને ઘણા આતુર છો ત્યારે તો માહારે જલ્દીથી કહી દેવું જોઇયે કે ગરવસુંદરી અને કુંસુંમકળા બન્નેને પણ પેલી હરકોર અને મોતીકોર જેવો ઘણોજ સ્તુતીપાત્ર સમય છે, માટે સિદ્ધમાતાના મંદિરના આ વિરાંમ સ્થાનમા આપણુ સખિયોનો

આવો ઉત્તમ સંકેત મળેલોછે તેપ્રસંગે હરકોર મોતીકોરની માફક આમન સામન નકિક થઈ જવું જોઇયે.

ગરવસુંદર—વળિ તેમા લેવા પણુ શું જવું છે જીભે જીભે કહિ દેવું એટલુંજછે ને આપણે તો કબુલ મંજુર છે, અને કુસુંમકળાને પણ તેમા શું વાધો હોય ?

કુસુંમકળા—બહેન નહીં કેમ ? એ વાત તે કાંઇ બને ! અને આમ કણબી કોળી કરતાં પણુ વધારે આગળ આપણાથી ચલાય ?

ગવરસુંદરી—ત્યારે પેલીઓ કોણુ તમારી નાતની નહીં ?

કુસુંમકળા—નાતની તો ખરિ પણુ તે તેની મરજી, બાકી આપણાથી તો નજ થાય.

ગરવસુંદરી—હા-બા-હા-તમે તો વખતે તમારે દિકરો આવશે તો મોહોટો કોઈ રાજા હશે, તેની કુંવરી સાથે પરણાવશો અને છોકરી આવશે તોપણ તેમજ કરશો. તમને અમારા જેવા ગરિબ ક્યાંથી ગમે ?

કુસુંમકળા—બહેન ગરિબ વાસ્તે નથી, પણ ખરાબ લાગે લોકોમા ખબર પડે તો આપણી હાંશી થાય, નહીં તો વળી તમારી જેવા તે ક્યાંથીજ મળે ?

ગરવસુંદરી—જ્યારે હમણા નહી ને પાછળથી પણુ તમે અમારે ત્યા વેશવાળ કરવા ઇચ્છોછો તો અત્યારથી હા કહેવામા શું જોય છે? તમને મશકરી થવાનો ભય લાગતો હશે તો આપણે બહાર વાત નહીં કરિયે, પછી કેમ ?

કુસુંમકળા--બહેન બધી વાત ખરી પણ એ કાંમ આપણાથી એક બિજાના પતિને પૂછયા વિના કેમ થાય?

ગરવસુંદરી—તેમાં તે મુઝાવછો શું જાઓ મારી બાઇ? એટલું વળિ ધણીને સમજાવાય નહીં; જેમ તમારે ડર છે તેમ અમારે નહીં હોય કે, વળિ એમાં તે મરદ બિચારા સમજે પણ શુ? આપણે છોકરાં જણિયે તે આપણે વેશવાળ કરિયે તેમા વળી તે શાના આડા આવે? અને કદિ જો તમને તમારો ધણિ કાંઇ આડચણ કરશે તો હું શેઠને કહીશ તે સમજાવશે, અને તે પણ અત્યારે કયાં છે? માટે કહી ઘો કે કબુલ.

હિરાલક્ષ્મી—બહેન કુસુંમકળા તમે તો ચિકણાંજ બાઇ! શું આપણી આખી નાતમા ગરવસુંદરી જેવું એક પણ ઘરછે? કે જેને માટે તમે મનમાં કાંઇ પણ આશા બાંધી શકો? જાઓ મારી બાઇ આમ રંગમા ભંગ શું પાડોછો?

કુસુંમકળા—બધી વાત બરાબર છે પણ બહેન મહારાથી મહારા પતિની અજ્ઞા શિવાય કેમ બને તેમને ખબર પડે તો તે ઘણાજ ગુસ્સે થાય.

ગરવસુંદરી— બહેન કંનક સુંદરી જુવો તો ખરા કુસુંમકળા તો જેવાં વર ઘેલાંજ બની ગયા છે, વાત માને ચિતમા માહારો પતિ માહારોધણીને માહારાએ શું તમારેજ ધણી પુછનાર છે અને અમારે નથી? આપણી અને છોકરાં ની વાતમા વળી ધણી તે શું જાંણે? ને કદાચ તમારી તેવીજ મરજી હશે કે હાલ છાંનુ રાખવું તો તેમ કરીશું પણ આપણે આપણા મનમાજ સમજી નેતો આનંદ પામીએ.

કંચન લક્ષ્મી—કુસુંમકળા ત્યારે તો જલદી હવે હાજ પાડો. આમ સાતમને સોમવાર કઈ વારંવાર આવતા નથી, હાલ તુરતવેળા આપણે આ વાત છુપી રાખીશું, અને પછી છોકરાં જનંમ્યા બાદ તમે તમારા ધણીને સમજાવીને ઠેકાણે પાડજો અને ગવરસુંદરીને તો કાંઇ અડચણુજ નથી.

કુસુંમકળા જોકે ઘણીજ દ્રઢ મનની હતી, તે કદિ પણ આવું નિંચકર્મ કરવાને આતુર તેની આખી જીંન્દગીમા પણ નજ બને, સબબ કે મુખ્યત્વે કરીને સુધરેલા પતિના સમાગમે બાળ લગનજ ન કરવા જોઇયે તેવો તેના મનમા સંકલ્પ થયો હતો કુસુંમકળા કણબી—કુંભાર ઘાચી મોચી કે કોળી આદિ હલકી વર્ણના કરતા પણ આવું અતિશય ધિકકારને લાયક કામ કરવાનો વિકાર સ્વપ્ન સમયમા પણ તેના અંતઃકરણમા નિવાસ કરવાને પામી શકે નહીંજ. પરંતુ સોબત! સોબત! સોબત! ફુટેલા કાચના ટુકડા સરખા• પશૂવ-ત મનુષ્યને સુવર્ણ સરખા કિંમતવાન બનાવનાર પણ તુંજ અને કોહિનુર સરખા બેમુલાને પથ્થર મિશાલ બનાવી તુચ્છ પંકતીમા ઉતારી પાડનાર પણ તુંજ છે.

એક કુટીલ રાક્ષશ કુભાર્યાના સ્પર્શથી પતિવૃ-ત પાળવાને સદા સર્વદા દ્રઢ મનની પવિત્ર અબળા વ્યભિચાર કરતા શિખે, સુર્ય, સુધાકર, અને સમુદ્ર પણ મર્યાદા રહિત થાય; તોપણ જેઓ કદિ પોતાના વૈરાગ્ય-સંકલ્પથી દુર નજ થાય તેવા મહાંન યોગેશ્વર તપસ્વીઓ પણ સોબતથીજ પવિત્રતાના દોલતમંદ ખજનાને એક ક્ષણ વારમા ફુંકી મારી કલંક રુપીકુષ્ટથી ઘેરાઈ પડે છે,

તો બિચારી કુસુમા કુસુંમસરખી નાજુક કુંસુંમ !! તું ભોળવાય તેમા નવાઇ શું ! જુદી જુદી ઘણી સખીઓના બોલવાથી બિચારી એટલી પડેલી કુસુંમકળા દબાઇ ગઇ; તેમજ જુદા જુદા મોહોડાની જુદી જુદી દલીલોથી કાંઇક એમ પણ થયું કે ઝાઝા કહે છે માટે બરાબર હશે તેવા વિચારથી ભોળવાઇ જઇ ધિમેસ્વરે તેણે બોલવું શરૂ કિધું.

કુસુંમકળા—પ્રીય સખી ગરવસુંરી અને બીજી માહારી ઘણી વ્હાલી બ્હેનો અત્યાર સુધી માહારા પતિ અને તેના મીત્રો માહારી હાજરીમા ઘણી વખત બાળલગ્નની વિરૂધ્ધ કંઇ વાતો કરતા હતા અને જે હુ સાંભાળતી હતી તેજ વિચારને વળગી રહી તમે બધી સખીઓના વિચારની સામેજ હું બોલ્યા કરતી હતી. પરંતું જ્યારે હું જોઉ છું કે તમે બધીજ એક મત છો અને માત્ર માહારોજ અભિપ્રાય તમારાથી અલગ છે ત્યારે માહારે માહારી હઠ છોડી દેવી જોઇએ. કહેવતમા કહ્યું છે. કે પંચ બોલે તે પરમેશ્વર, તમે બધીઓએ મળી સામટો નકિક વિચાર કિધો હશે તે બરાબરજ હશે, તેમ હવે હું કબુલ કરૂંછું વળિ પ્રેમચંદ શેઠ જેવા મહાધનાઢય ઘરનાની સાથે વ્હેવાઇ થવાને વખત આવે ત્યારે તો તે વખતને પણ ભાગ્યશાળી માનવો જોઇએ માટે માહારી પ્રીય બહેનો હું તમારો વિચાર કબુલ રાખી તમો સઘળીઓને એટલીજ વિનંતી કરૂંછું કે આ વાત હાલ તુરત તદન ગુપ્ર રાખવી અને છોકરાંનો જન્મ થયા પછી યોગ્ય વખતે તેને બહાર લાવીશું. તમો બહેનોને જે તસ્દી આપી છે તેની માફ

માગી આશા રાખું છું. કે મ્હારી આટલી પ્રાર્થના તમે અંતઃકરણ પુર્વક એક પોતાની પ્યારી સખીના ભલાની ખાતર પણ કબુલ રાખશો.

કાંમલીલા—કુસુંમકળા શું એવાંતે અમે દિવાના હોઈશું કે તમે ના કહો છતાં અમે વાત બિજાંને કહિયેં.

ગરવસુંદરી—અલી રત્નલક્ષ્મી જોજેહો તમારા તો પેટમા વળિ ખિર પણ ખાટી નઈ થાય. વાસ્તે કુસુંમકળા કહે છે તે સંભાળજો અમે એક બીજા કબુલ થઇ ચુકયાં છીએ એટલે બધું પછી આગળ થઈ રહેશે; બાકી હમણા કાંઈ એ વાત આપણે હોઠ બહાર પણ કાહાડવી નહીં. કુસુંમકળાએ અત્યારે મને એક મોહોટું માન અને આબરૂં આપી છે; એમણે માહારો શુકન હું જાણું છું કે પોતાની મરજી સહજ ન હોવા છતાં પણ સાચવ્યો છે, તો આપણે તેમનુ કહેવું કબુલ રાખવુંજ જોઇયે.

બહેનો ચાલો હવે આપણે શહેર તરફ જઇએ. રાત પણ પડી ગઇ છે, વખત ઘણો વહી ગયો છે, વાસ્તે કદાપિ ઘેર પણ આવ્યા હશે; માટે આપણે હવે જલદી અંહિયાથી જવું જોઇયે.

રત્નલક્ષ્મી—ગરવસુંદરી હવે કાંઈ વધારે ઊતાવળ આવી ? તમારે ઉતાવળ શા સારૂ જોઇયે, તમારે ત્યાં તો ભટ ચાકર છે પણ કહેવત છે ગરજ સરી એટલે વૈદ્ય વેરી.

કુસુંમકળા—બહેનો ખરૂં પુછાવો તો હવે અંહિયા રાત્રિને સમયે આપણ સ્ત્રી જાતને વધારે વખત પડી રહેવું તે યોગ્ય નથીજ જોકે આપણને કંઈ ધાસ્તી રાખવાનુ કારણ નથી તોપણ વધારે ને વધારે વિલંબ કરવાથી

ઘર આગળ પણ રાહ જુવે ! તે લોકોના જીવ ચિંતાતુર થાય અને કદાચિત વધારે અધિરાબની ખોળ કરવા નિ· સરે તો લોકમા આપણી હાંશી થાય. વળિ ઘોડાઓ પણ લગભગ ચાર વાગતાના બિચારા જોડાયલા છે તેને ઉભા ઉભા થાક પણ લાગ્યો હશે, તેના રક્ષકોને પણ આપણે અંહિથી જઇશું તે પછી ઘોડાઓને નવરાવશે ગાડીને ધો- ઇ સાફ કરશે અને ત્યાર પછી બિચારાઓ હાથેવતી ર- સોઇ કરશે ત્યારેજ ખાવાને મળશે. આપણી માફક તેમને કાંઇ ભટ ચાકર તઇયારી કરી મુકવાના છે કે જતાંવારને પગ ધોઇ પાટલાપર બેસશે ?

કાંમલીલા—ચાલો બેહેનો ચાલો વેવાંણની દરખાસ્તને વેવાંણે ટેકો આપ્યો હવે બીજું શું જોઇયે.

રતનલક્ષ્મી--હા બહેન હા દાઝેજતો હવે તો એક બીજી વેવાંણ થઇ ત્યારે શું ઉપરાંણું નલે ? લેજ તેમાં નવાઇશું ચોલો.

ગરવસુંદરી પોતાને બેસવાની જગ્યાપરથી ઉભી થતાં એક પછી એક દરેએક સખિયો ઉભી થઇ અને અરસ· પરસ વાતો કરતી દરવાજા તરફ આવી. જેવી શેઠાંણીઓ દરવાજાના બારણા પાસે આવીકે તુરતજ ઉંઘતા અથવા ઝોકાં ખાતાં ઘોડાવાળા અને કોચમીનો પોતાની શેઠાણીઓ-ટાયલાં કરતી કયારે પરવારશે તેના વિચારમાં નિંદ્રાવશ થઇ ગયેલા હતા તેઓ જાગૃત થયા. કોચમીનો ઘોડાની લગાંમ હાથમા પકડી સજ થયા, તેમજ બાજુ બંધ યાને ઘોડાવાળાઓ ગાડીના બારણા ઝડપથી ઉઘાડી તેના હેંન્ડલ હાથમા પ- કડી ઉભા રહયા, જેવી સઘળી બાઇઓ ગાડીમા બેઠી કે

તુરતજ ગાડીનાં બારણાં ભટોભટ અવાજસાથે બંધ થયા. એક પછી એક ગાડીઓ ચાલી ઘોડાઓ હંણુ હંણાટ કરવા લાગ્યા કોચમીનોનાં જમણા હાથમાંની લાંબી ચાબુક આમતેમ ફરવા લાગી. તે ગાડીઓ ઘર તરફ જતી હોવાથી ઘોડાઓ એટલા તો ઝડપથી જતા હતા કે જોત જોતાંમા તો તે દ્રષ્ટી મર્યાદા ઓળંગાવી આગળ જતા રહ્યા.

## પ્રકરણ બીજુ

વાંચનારા ! સુજ્ઞી આર્ય બંધુઓ બિચારી કુસુંમકળાની મરજી નહીં હોવા છતાં જુદાં જુદાં દબાંણ અને જુદી જુદી દલીલોથી જ્ઞાનચક્ષુ અંજાઇ ગયા અને નાજુક મગજની કોમલ કુસુંમકળા સોબતને લીધે ભોળવાઈ ગઈ અને મગજ કાબુમાં નહી રાખતાં ગરવસુંદરીની વલાંણ તરફ દોરવાઈ મટલબકે સગર્ભા હોવા છતાં જનમનારાં બાળકના અરસપરસ વેશવાળ કરવાના કોલ ફરાર આપવામાં તે બંધાઇ ગઈ.

દુનીયાના નીયમ પરમાણે દીવસપર દીવસ વીતવા લાગ્યા બંને બાઇયોના પુરા દીવસ લોકો ગંણાવા લાગ્યા આજ જંણશે કાલે જંણશે તેવી ની વગંમા વાતો ચાલી દીવસે દીવસે પ્રસવ થવાનો વખત નજીક આવતો ગયો. સુયાંણી જલેખાં તથા સુયાંણી ગોરીબુ બંને અરસપરસ પોતાના શેઠોના ઘર તરફ ઉંચે મોંહોયે જોવા લાગી તેમને ઘેર જાય બાઇઓના પેટ જૂવે છે. ફરૂં ફરકે છે જંણુવાની તઇયારી છે તેવી વાતો કરે બંનેને છોકરો આવવાની આશા આપે, અને દીંન ગુજારે.

બંને સુયાંણીયો તરફથી છોકરો આવવાની વાત ફે-લાઇ એટલે ગરવ સુંદરી અંતરકંણમા દિલગીર થવા લાગી તેમજ કુસુંમકળા મન સાથે ખુશી પણ થવા લગી. કુસુંમકળાને રાત્રીને દીવસ તેજ વીચાર રંમણ કરયા કરતા હતા કે સ્વામિની આગ્ના વીના જે વેંશવાળ કર્યું છે તે ભૂલ કરી છે, તેમને ખબર પડતાં તેઓ ઘણા-જ નાખુશ થશે ક્રોધે ભરાશે અને મારાપર ગુસ્સો કરશે તેમજ કરેલું વેશવાળ ફોક કરૂં તોપણ વચંન ભંગ કર્યાનું તોહોમત માથે આવતા મશકરીને પાત્ર થવું પડે આ-વા વીચારમા રાત દીવસ મશગુલ રહેતી હલેતી બાલાને જ્યારે માલુમ પડયું કે સુંયાંણીના કહેવા મુંજબ બંનેને છો-કરાજ આવશે ત્યેથી તે ઘણીજ ખુશી થઇ, તેણે વીચાર્યું કે બંનેને છોકરા આવશે તો પછી વેશવાળ ફોક થશે અને કાંઇ અડચંણ નહીં પડે.

વાંચનાર બિચારી કુસુંમકળા પોતાની આશામાં નિ-રાશ થઇ, સબબ કે સુયાંણીયોની અટકળ જુઠી પડી અને પ્રસવનો સમય થતાં ગરવસુંદરીને પ્રથમ દીકરો જનમ્યો અને ત્યાર પછી બેજ દહાડે કુસુંમકળાયે એક બેહદ સ્વરૂ-પવંતી સુર્ય સુધાકરને ઝાંખ લગાડે તેવી દેશમા કહેવતા ખુટડા પણના દરેક ચીનહવાળી એક કુમારીકાને જન્મ આપ્યો.

વાંચનાર ગરવસુંદરીનો પતી જેમ જુંના વીચારનો અને વ્હેપારી વર્ગમા સારી આબરૂ તથા ઈજ્જત ધરાવનાર હ-તો; તેમજ ઘણો હોંશીલો હોવાથી ઘણા વરસે પોતાને ત્યાં પૂત્ર પ્રસવ પ્રથંમવારજ થવાનો આ પ્રસંગ મળતા તેના

અંતઃકરણમા ઘણોજ આનંદ ઉદ્દભવ પામ્યો. જેથી પૂત્ર પ્રસવ થયાના ખબર મળતાંજ નીશાળે નીશાળે માંણસો મોકલી પતાસા વ્હેંચાવ્યા તથા રજાઓ પઇસા આપીને પળાવી, નીશાળીયાઓ ફતેહ ફતેહના પોકાર કરતા ચોબાજુયે નજરે પડવા લાગ્યા, દરેક દવળે નોબત બેસડાવી, આંગીયો રચાવી, ગરીબ ગરબાને, લુલાંપાંગળાંને, અનવસ્ત્ર આદી આપવા માંડયું, બ્રામણો પણ આરોગયમ શૂભંભવંતુ બોલવા લાગ્યા, પૂત્ર ચિરાયુષ્યવાંન થાઓ એવા શબ્દની ગરજનાની છોળો શેઠ શેઠાણીની કરણેંદ્રિ સાથે અથડાવા લાગી.

ગરવસુંદરીના ગરવનો તો કોઇપારજ રહયો નહીં, વાંચનાર તને તો સહેજ ખ્યાલ આવશે કે ગરવસુંદરીને પૂત્ર પ્રસવ થતાં તેમ બનવું તે વાસ્તવીકજ છે. કારણકે ગરવસુંદરી જરા વધારે સ્વતંત્ર મગજની તો હતીજ તેની વાત ચીત અને રીત ભાતની ખુબીનો તમને આગળથીજ જણાઈ ચુકી છે એટલે વધારે બોલવાની જરૂર નથી.

પૂત્ર જનમતાં તે ઘણીજ ચીબાવલી બની ગઇ હતી. કોઇને પાધરો જવાપ આપેજ નહીં આમ જોય તેમ જોયને જે નજરમા આવે તેના ઉપર ગુસ્સો કરે. કોઇ છોકરાને, જોવા માંગે તો તેના તરફ ચીડાઇ જાય વાત વાતમા પાસે આવનારને ધમકાવે, શેઠને પણ વખત બેવખત ગુસ્સો કરે જરા પણ ગણે નહીં. શેઠ જો કે શહેરમા એક મોબાદાર વેપારી ગણાતા હતા રાજ્ય દરબારમા સારા માનીતામાં ખપેલા હતા, વેપારી વર્ગમા પણ સારી મોટાઇને પામેલા હતા અને તે સાથે ઘણાજ તેજ પ્રકૃતીના હતા નોકરો

તેમનાથી થર થર કાંપતાં હતા એવા મીજાજી શેઠ ગરમા ગરમીથી ભરેલા હોવા છતાં પણ પેલી રાક્ષણી સરખી કાળી અને કદરૂપા શરીરવાળી પાપના પૂદગળ સામાન નિચ ગરવસુંદરી પાસે આ તિખ્ખા શેઠનુ રતી માત્ર પણ ચાલતું નં હતું. આ વખતે ગરવસુંદરી પોતાના ધંણીને નહી તેવી વાતમા ધમકાવા લાગી જેમ તેમ બોલવા લાગી અને જાંણે એક અરધ દીવાંની જેવી અને છરઘેલી જેવી બની ગઈ હતી તોપંણ જેમ તેમ સમજાવી શેઠ તેના મનનું સમાધાંન કરતા હતા તેવામા ગરવસુંદરીની નંણદ નંદકુંવર જે દૂર દેશાવર આપેલી હતી તેને તારના સંદેશાથી ખબર મળતાં તે પણ તાબડતોપ ભાઈના ચી. રંજીવીને નીરખવા તુરતના તૈયાર કરાવેલાં ઝભલાં ટોપી લઇ આવી લાગી. ઝભલાં ટોપી લઇ ભોજાઇને શાંતીના ખબર પૂછ્યા એકવાર પૂછ્યું બેવાર પૂછ્યું ત્રીજીવાર પૂછ્યું પણ ભોજાઈ તરફથી કંઇ જવાપ મળ્યો નહીં. નંદકુવરે છેવટ વીચાર્યું કે સુવાવડને લીધે કાંન બહેર મારી ગયાં હશે ? પરંતુ વાંચનાર તેમ નહીં હતું ! એ તો ગરવસુંદરા જે કે એક વાતે માત્ર અધુરી હતી તે સંમ્પુર્ણ થતાં તેના અંહકારને લીધેજ તેની શ્રવંણ ઈંદ્રિયો બબાચેનમલાં થઈ ગઈ હતી. પરંતુ તેવા વીચારો બિચારી નંદકુંવરને ન આવ્યા અને મોહોઢેથી પૂછ્યું કે ગરવી ભાભી ગરવી ભાભી કેમ તમે માં છોકરાં સારા છો ?

ગરવસુંદરી—તમે તો આવ્યાં કે જણાયા હવે ચાર દહાડા સુવાડમાં સુવાં છીયે ત્યાં તો જરા સુખ આવવા

દે ! ! શું હું બેહેરી બેહેરી થઈ મોઇ્યું કે શું ? આવ્યાં બીચારા ધરડાપો કરવા વળી ગરવી ગરવી જરા મોટે નામે બોલાવતા તો વળી ભાર પડતો હશે, ગરવી ભાભી ગરવી ભાભી કરતાંને ધાંટા પાડતા જાંણે આવ્યા ! પણ તમે તે કાંઇ છાંના રહો તેવા છો ? તમારા લખંણ તો તમે જયારેને ત્યારે ઝળકાવતાંજ ફરોછો

નંદકુંવર—ભાભી મેં તમને ધીરે ધીરે બેવાર પૂછયું ત્રણવાર પૂછયું તોય તમે જવાપ ન આપ્યો ત્યારે જરા તાંણીને બોલી તેમાં શું થઈ ગયું ? હું બોલી તે મને મહેનત પડી અને ગરવી ભાભી કહેવાની તો મારી નાનપંણની ટેવ છે છતાં જો તમને માઠુંજ લાગતું હશે તો હવેથી તમે કહેશો તેમ કહીશ.

ગરવસુંદરી—હા હા એતો હું તને ઓળખુંછું—બાને વળી જવાબ દેતા જરા વાર લાગી ત્યાં તો ધાંટે ધાંટ પાડવા મંડયા. હું તે રાંડ તને જવાબ દઉં કે છોકરાને ધવરાવું શું ત્યારે તમારા વાસ્તે હું મારા દીકરાને મારી નાંખું કે ? તમારા તો મનમા ધણુંય હોય કે ભાઈ વાંઝીયો રહે ને તમને બધું ભોગ પડે પણ તેમ નથી થવાનું, ને નાનપંણની ટેવ બેવ હવે નહીં ચાલે; હવે તો ખાસાં ગરવસુંદરી ભાભી કહેશો તોજ ચાલશે નહીં તો તમે તમારે ઘેર ને અમે અમારે ત્યાં.

નંદ—ભાભી સાહેબ નહીં આવીયે અંમે અમારા ભત્રીજાને જોઇને ચાલ્યા જઈશું. પછી કાંઈ ?

ગરવ--જાઓતો રસ્તો સિધ્ધો પડયોછ ના કોણ કહે છે ? જાઓ તેટલા ઓછા તમને તેડવા કોણ આવે છે? નાહકના ભરાતા મરોછ.

નંદ—ભાભી ! તમારાથી બોલાય તેટલું બોલો મારે કાંઇ નાનથી પણ વાત તો કરો કે કીકો આજ કેટલા વાસાનો થયો અનેશ્વરંમ ધ્યાંન કેટલું કર્યું બ્રામણની ચોરાશીજમાડી કે નહીં,

ગરવ—જમાડતાં હશે તમારા મનને વળી તમારા ભાઇને દીકરો આવ્યો ને એને તો કાંઇએ નથી. આ એની-શાળે છુંટી અપાવીને કાંકરી કાંકરી સાકર વેંચી થોડાક પતાસા વહેંચ્યા. નંદકુંવંરે મન સાથે વીચાર્યું કે આબરૂ ભર આવ્યાછઈયેને આબરૂ ગુમાવીને જઇશું તે કરતાં ભાભીને સારૂં લાગે તેવું બોલી બે દહાડા રહી ચાલ પકડવી તેજ વધારે બહેતર છે. જેથી તે ધિમે રહીને બોલી કે હયો ભાભી તેમ તે હોય કાંઇ વારૂ ? આજ માંડ કરીને મારા ભાઇને ઘેર ઘોડીયું પારણું બંધાયું ને એક ચોરાશી યે નહીં ?

ગરવસુંદરી—તમારા ભાઇ આવે ત્યારે કહેજો પણ જોજો કે શું જવાપ આપે છે એ તો કંજુસના કાકા થઇને બેઠા છે તમારે વળી ભાઇને ઘેર છોકરો આવ્યો છે ને તમારા ભાઇને તો કાંઇયે નથી કોણ જાંણે કંઇ રાંડે કાંન ભરયા. છે તે મારૂં તો માનતાજ નથી. પણ નંદીબા હું કાંઇ તમારા ભાઇને ગણતાનથીતો મેં મારી મેળે ખાસા રૂપીયા ૧૦૦૦ આપડા ગોરને આપી મુકયા છે તે તેની મેળે બ્રામણોને જમાડશે.

નંદકુંવર—અરે ભાભી ભ્રામણનો તે ભરોસો થાય કે તે મહીથી ખાઇ જશે તો ?

ગરવસુંદરી—એવી કાંઈ હું કાચી નથીતો સીધુંસામાન અપાવાનોને દેખરેખ વીગરેનો બંદોબસ્ત રાખવાનું કામ આપણા મુનીમને સોંપ્યું છે.

નંદકુંવર—મુનીમજી મારા ભાઇને કહી દેશે તો ?

ગરવસુંદરી—કહેતો શું કરવા પડી છે ? પણ એ કહેજ નહીં કારણ કે મારેને એને જરા સારૂં છે.

નંદકુંવર—સારૂં તેટલે શું આમ કાંઈ પણ ધરમધ્યાંન તમારે છાંનું કરવું હોય તો તમે તેની મારફતજ કરવો શું ? અને તેમ હશે તો તે પણ ખાઇ ધરાયો હશે તે કાંઇ ઠીક કે.

ગરવસુંદરી—નંદીબા તમે સમજયા નહીં એ ખાઈ જાયજ નહીં કારણ હું એને કાંઇ ઓછું આપતી નથી.

નંદકુંવર–તમે એને શું કરવા આપો છે ?

ગરવસુંદરી–એકવાર કહયું નહીં કે મારેને એનેજરસ સારૂં છે આ છોકરોજ એના પગલાથી, નંદીબા સાંભદયું નંદકુંવર આ સાંભળતાં એકદંમ ઝાંખી પડી ગઇ મન સાથે બળવા લાગી તે તેની તરફેંણમાં છે તેવું સમજી ભોળપણમાં ભોજાઇએ પોતાનું ભોપાળું કાઢી બતાવ્યું જેથી નંદુ ભાઇના દુઃખીયારા સંસાર માટે દીલગીર થઇ પણ શું કરે ? ભાભી પાસે ભાઇનું કાંઇ પણ ચાલતું નહી હતું. થોડીવાર ન બોલી એટલે ગરવસુંદરી બોલી કે નંદીબા તમે પણ આવ્યા છો ત્યારે રહેજો એમ કરીને સોડમાંથી

કહાડી છોકરાને આપ્યો નંદકુંવરે ઝભલાં ટોપી આપ્યાં સારો દહાડો જોઇને નામ પાડયું, જોશીબાવાને પુછવાથી ભાઈની સીંહરાશી નકી થઇ જેથી મણીરાય નામ પાડયું અને ભાઇ ભોજાઇ પાસે રજા માગી. ભોજાઈના મનથી ગોઠણુ ઠરેલી નંણુદને રજા આપવી ઠીક લાગે નહીં, ભાઇ પણ આગ્રહ કરે તે બનવા જોગ છે પણ સુશીલ નંદકું-વર ખાંનદાંન કુટંબમા અવતરવા સાથે યોગ્ય પુરૂષને પામેલી તેમજ કેળવાયલી હોવાથી તેનું મંન તો રાત્રીને દીન ભોજાઇને જોઇ હડહડ બળવા લાગ્યું, મન સાથે પ્રતિજ્ઞા કરી કે ભાઇને ઘેર હવે આવવું નહીં અને જેમ બને તેમ જલ્દી રવાંના થવું.

વાંચનાર !! આવી કુસંગતમા રહી પોતાનું પવિત્રપણુ ભંગ કરવાને નહીં ઇછિનારી અને શિયલ વૃન્ત પાળવાને પ્રાંણ જતાં સુધી પણ આતુર તેવી સુશીલ અને પ્રસંશાને પામેલી બાલા નંદકુંવર બળતી જળતી માત્ર એક અઠવાડીયું રહી ફરી વખત આવવાનો વાયદો કરી વિદાય થઈ.

વાચનારી બાનુઓ અને પ્રિય ગરહસ્થો આ ઉપરથી ધડો લેવાનો માત્ર એટલોજ છે કે જેઓ પોતે ખરાબ થવાને નહીં ધારતા હોય અને સારાંજ રહેવાની ઇચ્છા રાખતા હોય તેવા મનુષ્યે તેવા ગલીચ સ્થાંનમા ગમે તેટલું સુખ હોય છતાં પણ વસવું નહીં.

નંદકુંવર ગઇ એટલે ગરવસુંદરી ઘરમાં એકલી પડી જેથી જુદી જુદી સાહેલીયો ઘરમા આવવા લાગી, જુદી

જુદી વાતો થવા લાગી જે જે સખીઓ સિદ્ધ માતના દર્શનમા સાથે હતી તેઓયે સંભાર્યું કે તાલ ઠીક થયો છે. તમારે દીકરો આવ્યો અને કુસુંમકળાને છોકરી આવી અમારા તો પેટમાં ધાસ્તી હતી કે બંન્નેને છોકરા કે છોકરી આવી પડશે તો નાહક વેશવાળ રદ જશે અને બંનેને પાછી મહેનત રહેશે.

ગરવસુંદરી–બહેનો ! ! તમને ગમે તેમ ધાસ્તી હોય પણ આપણો પરમેસ્વર હશે કે નહીં ? વળી આપણે માતાની સન્મુખ કરયુ છે.

કાંમલીલા—હવે બધું ટાયલું મુકી દઇ હું કહું છ તે સાંભળો.

ગરવસુંદરી—કેમ અલી શું કહે છે! તારો તો ધાંટોજ જાંણે મોટા ભોગળ બટીયા જેવડો છે, બોલ શું કહે છે ?

કાંમલીલા–હવે કુસુંમકળાને કહેવરાવો કે નાળીયેર મો કલે વાત વાતમા તો બબે મહીના વહી ગયા ને હજું આંખતો ઉઘડતી નથી ત્યારે પેટમાંથી કરવાની શી ઉતાવળ હતી જ્યારે હવે ઉતાવળ નથી તો પછી–

ગરવસુંદરી–બાઇ હું શું કરૂં હું તો ઘણુંય કહેવરાવુ છું પણ કુસુંમકળા ઢીલ કર્યા કરે ત્યાં હું શું કરૂં ?

રત્નલક્ષ્મી–બહેનો તમે જે વાતનો વીચાર કરો છો તે ઠીક છે પણ તે વાતનો હાલમા ઉચ્ચાર કરી શકાય તેમ નથી, તમે તો તમારા ગુલતાંનમાં પડયા છો પણ હું હં મણાજ કુસુંમકળાને ત્યાં ગઇ હતી અને તેને ત્યાં તો કલ્પાંતનો કોઈપાર નથી ગઇ કાલની વકીલ પ્રેમ મોહન-

રાયને અધોધ થઇ આવી છે ડાક્ટરો ઉપર ડાક્ટરોને વઇદ ઉપર વઇદો આવે છે હકીમો ફકીરો ભૂવા ભામા. ઘણા આવી ગયા કોઇની કાંઇ પણુ ટીકી લાગતી નથી, કુસુંમકળા બીચારાં ઓશીયાળાં જેવાં ખોળામા મુક્તાને લઇને બેઠાં બેઠાં રડતાં હતાં. તેમની નંણદ પણુ મુંબઇથી આવ્યા હતા તેને ગયાને પણ બેજ દહાડા થયા ને પ્રેમમોહનરાયની તબીયેત બગડી. તેટલી વાત કરે છે ત્યાં તો પોકરાંણુ સંભળાઇને સહુ બેબાકળા બની ગયા. ગરવસુંદરીના ઘરથી કુસુંમકળાનુ ઘર બહુ દુર નહીં હતું, પરંતુ ઓચીંતાનું આવું કોલેરાનું દરદ તેમજ ઘરો પણ ઘણા વિશાળ બાંધણીના અને પાંચ પાંચ મજલાના તેમજ ભાડુતોથી ગીચોગીચ હોવાને લીધેજ ખબર પડેલી નહીં. સહુ ઉઠયાં શેઠાણીયે ઘર એક ચાકરડીને ભળાવ્યું બાદને ઘોડીયામાં સુવાંડી હીંચકો નાંખવા એક નાની છોકરીને ખાવાનું આપવાની લાલચથી પટાવી હાથમા દોરી આપીને બેસાડી, દુકાંને એક નોકરને કહેવા મોકલ્યું કે શેઠને કહીયે તે જલ્દી પ્રેમમોહનરાયને ત્યાં જાય, આટલું કહેવરાવવા બાદ ગરવસુંદરીયે જવાનો વીચાર કર્યો, તેને અટકાવીને રત્નલક્ષ્મી કહેવા લાગી કે ગરવસુંદરીબા કુંવારે માંડવે તમે કયાં આવો છો વાહ મરનાર તો મરી જાય પણ પાછલાનું ભલું વાંચો છો કે નહીં ?

ગરવસુંદરી—અરે તેમા શું ! આપણે કયાં હજી નાળિયેર રૂપીયો લીધો છે!

રત્નલક્ષ્મી—લે તેમા શું થયું મન જોડે નહી કરવું

ત્યાંથી પણ રહ્યું તમે તમારે ઘેર રહો. કોઇ પુછશે તો હું જવાબ આપીશ કે એમની તબીયેત સારી નથી અને દુઃખ કોને લાગવાનું છે ! કુસુંમકળા તો જાણેજ છે. કે ન જવાય તોપણ વળી હું તેને કહીશ. પછી શું !

ગરવસુંદરી—ત્યારે તો ઠીક લે મફતની ખંણખંત આવે પણ શેઠ જશે તેનું કેમ ?

કાંમલીલા—તેને પણ જવા દેવા તો નજોઇએ!! બીજા માણસને મોકલો પેલો ઘોડાવાળો બેઠો કહેવરાવોને કે મારો જીવ એકાએક બગડી આવ્યો છે એટલે તુરત આવશે પછી જરા ઢોંગ સોંગ કરીને રોકી રાખજો.

સખીયો ગઈ, ઘોડાવાળાયે જઇને શેઠને કહ્યું શેઠ પ્રેમમોહનરાયને ત્યાં નગયા ને ઘેર આવ્યા ગરવસુંદરી ગરવમાં અંધ થયેલી તે જુઠા સાચા ઢોંગ કરી વારંવાર લોટા ભરવા લાગી ગળામાં આંગળા ઘોશી ઉલટીયોં કરવા લાગી. ગાડી દોડાવતો ડાક્ટર આવ્યો તબિયેત પુછી વીઝીટના રૂપીયા ખીસામાં નાંખ્યા ~~ફર ફરીયું લખી આપ્યુ~~ શીશી લઇને મોકલજો કરી ડાક્ટર સાહેબ ચાલ્યા ડાક્ટરથી ગાંમમા વાત ફેલાઈ એટલે લોકો જોવા આવ્યા દવાખાંનેથી દવા પણ આવી જે કે લોક લાજને લીધે ગરવસુંદરીને પીવી પડી. ઝાડો કબજ થયો પેટ ચડયું બકરું કહાડતા ઉંટ પેઠા જેવું થયું. પણ કરે શું ? કોને કહે કે “ મુંગેકું સ્વપ્ના ભયા સમજ સમજ પસ્તાય ” તેમ થયુ. વારંવાર યાદ આવે ને પસ્તાવો કરે. દિવસે ~~દ્વસે~~ જુદાં જુદાં દરદ થવા લાગ્યાં ડાક્ટરની રોજી-

ચાલી જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ જુદા જુદા વૈદ્યોની જુદી જુદી ઔષધિ તેમજ જુદા જુદા દાક્તરોની જુદી જુદી દવાઓ ભુવાભામા જોગીજતિ આદિના દોરા ધાગા તાવીત માદળિયાં વિગેરેથી ગરવસુંદરીનો ઓરડો દિનપ્રતિદીન ચિકાર ભરાવા લાગ્યો. આવા અનેક ઉપચારો છતાં પેટ ચોળીને શુળ ઉભું કરવાની કહેવત સમાન થયેલી અનારોગ્યતાથી ગરવસુંદરી દુર થશે કે નહીં એ ઘણુંજ શાક ભરેલું થઈ પડયું. દિનપ્રતિદીન શરીર પણ કૃષ્ય બની વધારે વધારે અશક્ત થતું ગયું, કેટલાએક વૈદ્યો અને દાક્તરો પણ આરામ થવામા નિરાશા બતાવવા લાગ્યા, જે વાત લોકોમા ફેલાતા ગરવસુંદરીને આરાંમ નહીંજ થાય તેવી ચરચા લોકોમા મોહોટા પાયાપર થવા લાગી.

પરંતુ વાંચનારા ! ૫ તેમ ન હતું ! બિચારી મુક્તાના કંમ નસીબના પ્રબળે કરી ગરવસુંદરીનુ આયુષ્ય હજી તો ઘણું દિર્ઘ હતું. ગરવસુંદરીને આવી ભય ભરેલી અને આખર વખતને પાત્ર થયેલી જોઇ તેના પતીએ દેશી વૈદ્યોની એક સભા પોતાના ગ્રહમંદિરના મોહોટા દિવાનખાનામા મેળવી પોતાની પત્નીને આરામ થશે કે કેમ તે સવાલ રજુ કરતાં સઘળાઓ જોકે નિરાશ જેવા દેખાવા લાગ્યા પરંતુ વિલાયત જઇ એમ. ડી.ની પરિક્ષા પ્રાસ કરી આવેલો એક ડાક્ટર જોકે દેશી ઔષધોમાં પણ પુરો પ્રવીણ હોવાથી આ દેશી વૈદ્યોની તબાનુ તેમને પ્રમુખ સ્થાન આપવા-

મા આવ્યું હતું સઘળા વૈદ્યોની ફરમાશથી અને પોતાની હિંમતથી તેણે ગરવસુંદરીની દવા કરવાનું માથે લેતાં આરામ થવાની આશા આપી.

આ ત્રીશ વરસના ભર જુવાન ડાકતરની હિંમતને બધા વૈદ્યો હસી કહાડતા તથા પંચાતો કરી ગરવસુંદરીના મૃત્યુની તથા ડાકતરનો ફેસ્તો થયેલો જોવાની રાહ જોતા હતા. પરંતુ સુકતાના કે અનસીબ ગરવસુંદરીનું આયુષ્ય અને ડાક્તરને યશ આપવામા ઇશ્વરની સહકૃપા અનુકુળ થવાથી ગરવસુંદરીને હમેશાં ઝાડા થવા ઉપરાંત પેટ ચઢવાનું દરદ હતું તે ક્રમે ક્રમે કમતી થવા લાગ્યું અને એક માસ એમ. ડી. ડાકટરની દેખરેખ નિચે ઉપચાર થવાથી તબિયેતમા તદન જેવો સુધારો થઇ ગયેલો જણાયો. બધી ઓષધિઓ બંધ થઈ પરંતુ નબળાઇ ઘણી જણાતી હોવાથી શક્તીની દવા ચાલુ રાખી હતી. અને બરાબર એક વરસ થવાથી ગરવસુંદરી અસલ સ્થીતિમા આવી ગઇ. ડાકતરના તરફથી હવે દવાની બિલકુલ જરૂર નથી તેવી સલાહ મળતાં દવા બંધ કરી ડાક્તર સાહેબને ઇનામ શું આપવું તે વિચાર કરવા શેઠ શેઠાણી એકમત થવામા રોકાયા, ડાક્તરની મહેનત અને મંદગી એ બન્નેનો વિચાર કરવો અને કદર જાણવી એ કાંમ હિંદુઓથી પોતાના જાત ભાઇઓને માટે બની શકવું આ દુનિયામા ઘણીજ કઠીનતા ભરેલું માલમ પડે છે.

ડાક્તર જોકે પોતાના નામથી નહીં પરંતુ એમ. ડી. ની સનંદથીજ લોકોમાં પ્રસિદ્ધ હતા, તેઓ જાતના બ્રાહ્મણ

હતા. એટલે પછી તેને ઇનામ અકરાંમ આપવાના સંબંધમાં લાંબો વિચાર પણ શા માટે કરવો જોઇએ, એ કાંઇ યુરોપીયન ન હતા, નહતા જર્મન, ફ્રાંન્સ કે આયરીશ; વર્ષ પુરાની મહેનત તરિકે માત્ર ૧૦૦૦) રૂપેયા આપી છેડો લાવવાનો શેઠશ્રીયે નિશ્ચય બતાવ્યો, અભણ અને મદાંધ ગરવસુંદરીએ ટેકો આપ્યો. હજાર રૂપેયાની વાતજ સાંભળતા તેને ઘણું લાગ્યા પરંતુ દાક્તરના સારા નશીબે કાંઇક બીજી બક્ષિસ પણ આપવી તેવો ગરવસુંદરીનો ખાંનગી મનસુબો થયો અને તે અનુસાર એક જડાવ પહોંચી હજાર રૂપૈયાની સાથે આપવાનુ શેઠને જણાવ્યું. જે વાત શેઠશ્રીને પસંદ પડી નહીં, પરંતુ ગરવસુંદરી પાસે કાંઇપણ ચાલી નહીં શકવાથી તે વાત પણ કબુલ રાખી દાક્તર સાહેબને ત્યાં એક રૂપાના નાના ખુમચામા રૂપેયા એક હજાર રોકડા અને જડાવ પહોંચી મહેનતના બદલા તરિકે મોકલાવી આપવાની મુનીમને આજ્ઞા કરી. વરસ પુરૂં થયું ગરવસુંદરીની તબિયેત સુધરી, કુસુમકળાને પણ વકિલ પ્રેમમોહનરાયને ગત થયે વર્ષ સવાવર્ષ થવાથી પીયર જઇ ખુંણો મુકી પાછા આવ્યા. દિવસે દિવસે શોક પણ કંમી થવા લાગ્યો ગરવસુંદરી વખતો વખત તેને ત્યાં જાય આશ્વાસન આપે પરંતુ વેશાવાળની વાત ઉંચકતાં જીભ ઉપડે નહીં. આજે તો ચોકસ કહીશ કાલે જરૂર કહીશ તેવાને તેવા હવાઇ વિચારોમા વખત વીતવા લાગ્યો, પરંતુ બોલી શકાય નહીં.

વાંચનાર ! સિદ્ધ માતાના દર્શનની વાત તમે ભૂલી ગયા નહીંજ હશો કે શ્રાવણ વદી અષ્ટમીની કંમ નસીબ સાંજ જનમનારી મુક્તા તેમજ મણિરાયના વેશવાળની ઉચ્ચારણને જન્મ આપનારી હતી. આજે ત્યાંર પછીના ત્રીજા વર્ષની તેજ સાંજ કંમભાગ્યના ક્રમની શરૂઆત કરનાર હતી. સાંજના સમયે સિદ્ધમાતાના દર્શને ગયેલી ગરવસુંદરી કામલીલા તથા રત્નલક્ષ્મી ઘર તરફ જતાં ચાલો કુસુમકળાને મળતાં જઇએ એ વિચારથી તે વિધવા માતાની હતાભગ્ય પૂત્રી મુક્તાના પ્રારબ્ધનુ નિયતપણુ જાહેર કરવાનો દિવસ નક્કિ કરવા આવ્યા.

આ વખતે કુસુંમકળા મુક્તાને ખોળામાં લઇ બેઠેલાં હતા, ઘરનો દેખાવ શોકાગ્ર હતો સાંજ છેક પડી ગયેલી હતી રાત્રિ પણ શાંમ વર્ણું ધારણુ કરિ દુનિયા ઉપર છવાઈ નિકળવાને તત્પર હતી, છતાં પણ વકિલ પ્રેમમોહનરાયની હવેલી જેકે એક વખત આવા સમયે સૂર્યના સરખી ચળકતિ અને તેજસ્વીરોશનીથી ચળકાટ આપતી તથા લોકોની આવજાવથી દેદિપ્યમાન રહેતી હતી તેજ હવેલીમા આજે એક પણ દિવો થવાને હજી કેટલીએક વાર હતી, રસ્તાપરની એક બારીનુ સહજ અજવાળું આવતું હોવાથી કુસુમકળા ધિરજ પકડી બેઠી હતી. તેવામા અચાનક રત્નલક્ષ્મી કામલીલા અને ગરવસુંદરીને પ્રવેશ કરતાં જોયાં, તુરતવાર મુક્તાને સોંયપર બેસાડી કુસુમકળા બેહુબાકુળી ઉઠી. ગરવસુંદરી વિગેરેને આદરમાન આપી બાકસ સાથે સળી ઘસી એક

પુરાણા ગલાસમા ગઇઝાલની વાશી દિવેટ સળગાવી દિવો ક્ર્યો. જે પછી એક શેત્રંજી બિછાવી બધી સખિયોને બેસવા કહ્યું.

રત્નલક્ષ્મી—બેસો ગરવસુંદરી કુસુમકળાનેતો રાત પડવાને ઘણી વાર છે હજીતો દિવા વખત પણ થઇ નથી.

કાંમશીલા—બહેન એતો બધું માણસનુ છે શું તને યાદ નથી કે એક વખત આજ દિવાનખાંનુ અત્યારે સંખ્યાબંધ દિવાથી ઝળકી રહેતું હતું તથા તેની નવનવી શોભાની શહેરના લોકો નકલ કરતા હતા. વકિલ પ્રેમમોહનરાય અત્યારે હેયાત હોય તો શું સંભવ છે કે આ દિવાનખાંનુ અને આ મહેલ આ સ્થીતિમાં તો શું પરંતુ રાજ્ય સ્થીતિથી કંમ હોય ! બહેન પ્રેમમોહનરાયની જગ્યા તો આપણા શહેરમા ખલીજ છે.

ગરવસુંદરી—બહેનો એ વાત કાંઇ ખોટી છે નગરના લોકો હજી તેમનુ નાંમ લઇને રડે છે. મ્હારા પતિ પણ વખત બેવખત કોરટ સંબંધી કાંમ પડતા પ્રેમમોહનરાયને ઘણુંજ યાદ કરે છે. અને બોલે છે કે પ્રેમમોહનરાય હોય તો આવી મુંઝવણ અને મુશીબતો પડે નહીં, પણ બહેન શું કરીએ એમા કાંઇ આપણો ઇલાજ છે ? મરનારની પાછળ મરિયે તોપણ શું ? તેમા કાંઇ દેખવાનુ છે. હવેતો જેમ બને તેમ કહ્યુ થવું અને કામકાજમાં ધ્યાંન આપવું જોઇયે. આજકાલ બબે અડી અડી વરસ તો થઇ ગયા માટે હવેતો શોગ મુકવોજ જોઇએ. આપણી નાતની પેલી

સાંકળા, અને વુળજી તેમની પછી રાડિ હતી પણ બિચારિયો શું કરે જમવા પણ નિકળી અને કુસુંમકળાનાતો હજી આંસુ પણ સુકાતાં નથી. એતે શું કાંઈ રીત છે. બિચારી છોકરી પણ હિજરાઇને છેક હાડપીંજર જેવી નરી થઇ ગઈ છે.

કાંમલીલા— ગરવસુંદરી છોકરીની પીડાતો ખરી રીતે તમારેજ રાખવી જોઇએ અને કુસુમકળાના ઘરની પણ બધી સંભાળ તમારેતો રાખવીજ જોઇએ; પછી સારા સગાં હોય તે કાંમના પણ શું !

રત્નલક્ષ્મી— કાંમલીલા એ બધી વાત ખરિ પણ જ્યાં સુધી જાહેરમાં નાળિએર રૂપીઓ અપાય નહીં અથવ વેશવાળ થયું કહેવાય નહીં ત્યાં સુધી શું બની શકે ? માટે તમે કંઇ કુસુમકળાને કહો અને માને તો સારો દહાડો જોઇને નાળિયેર રૂપૈયો મોકલે, એટલે પછી કાંઇ ફિકરજ નહીં. મારા નોકર ચાકર લાવવું મુકવું વિગેરે સઘળું કાંમ કાજ કરશે.

રત્નલક્ષ્મી—હા બહેન ખરીજ વાતતો આમ છાંને છાંનુ હોય ત્યાં સુધીતો થતું હોય તેજ થાય ! માટે હવે એક દહાડો નક્કી કરો જે પછી કાંઇજ ફિકર નહીં. કેમ કુસુમકળા હવેતો માનો કે જીવ હેઠો બેસે અને તમારૂં કામકાજ પણ બરાબર રીતે શેઠના માણસો કરતા થાય. આજનો દિવસ ઘણો રૂડો હતો પણ હવે થયું તે થયું, એ ચાર દહાડા સારા છે અને તે પછી ધનારખ અને શ્રાદ્ધના

મળી આખો ભાદરવો માસ તો નકામોજ છે, માટે દશેરા ઉપર નકી ઠરાવ રાખો.

ગરવસુંદરી—એતો ઘણું દુર થાય દશેરાને તો હજી ઘણા દહાડા છે.

રત્નલક્ષ્મી—બહેન ગરવસુંદરી તમારે તો ઠીક જાણે નાળિયેર રૂપૈયો આવે એટલે ઘરના માણસો પોંહોંચતા તે સાકર લાવીને વેહેચી દો અને ચાહાવ તેટલી ધામધુમ કરી શકો, પણ કુસુંમકળાને તો પારકે હાથે કામ લેવું વેશવાળ વખતે વરવાળા કરતા કન્યાવાળાને કાંમ પણ વધારે પહોંચે છે; કુંવારા વેવાઇ તેડવા પેરામણી કરવી કાંઈ હાંશીગતના ખેલ નથી.

ગરવસુંદરી—ત્યારે તેમ રાખો આપણે કાંઇ અડચણ નથી હું પણ શેઠને કહિશ તે ધિમે ધિમે તેયારી કરશે મારેતો વેશવાળમા ખાંણનુ લેહેણુ કરવાનો વિચાર છે.

કુસુંમકળા— બહેનો હું ધારૂં છું કે દિવાળી જાવા દો પછી ઘણા દહાડા સારા આવે છે.

રત્નલક્ષ્મી—જાઓ મારી બાઇ વળી એ શું ! કહ્યુ તે કાંમ અને વિંધ્યુ તે મોતી વળી સારા કાંમમા ઢીલ શી કરવી.

કુસુંમકળા—વાર બહેન ત્યારે તેમ રાખો, કેમ વારૂ કાંમલીલા આજે તુંતો કાંઇ બોલતી નથી.

કાંમલીલા—બહેન શું બોલું બધું ઠીકજ થાય છે ત્યાં ફોગટ શું કરવાને બોલવું જોઇએ !

બહેનો ચાલો ઉઠો ત્યારે હવે તો જઈએ. અને કાબથી અમેતો અમારે અહીંયાજ આવીને બેસીશું કે કુસુમકળાને કાંમ લાગીએ.

ગરવસુંદરી—ત્યારે અથી હુંતો કશાં લેખાંમાંજ નહીં કે ?

કામલીલા—તમારે તો કાંન કાપો તો ગાડુ ભરાય તેટલા છે અને કુસુંમકળાતો બિચારાં એકલા, ખબરદાર રત્નલક્ષ્મી અહિંયાજ આવજે એમને ત્યાંતો છપનશેં ગોલાં આવી મરશે.

કુસુંમકળા—બહેન માહારાપરતો તમારી મહેરબાનીજ છે તો વારૂ ! બહેન ત્યારે બબે ઘડી આવશો તો તમારો મોહોટો ઉપકાર થશે, અને મને પણ કાંમની જરા ગંમ પડશે.

ગરવસુંદરી—વારૂ બહેનો તેમ કરજો તેમા પણ હું રાજી છું હવે ચાલો.

( ત્રણે સખિયો જાય છે અને તેને આવકાર આપી કુસુંમકળા ઘરમા પાછી પ્રવેશ કરે છે. )

---

## પ્રકરણ ત્રીજું.

---

ચિરંજીવી મણીરાય અને વકિલ પ્રેમમોહનરાયની સદ્પૂત્રી મુક્તાના વેશવાળની વાત આપણા કહપીત શહેર

શ્રીનગરની ભાગોળપરની દુકાંને દુકાંને અને જગે જગે હવે તો પ્રસરી ગઇ તમો સારપેઠે જાણો છો કે ગુપ્ત રાખવાનું કારણ મરહુમ વકિલ પ્રેમમોહનરાય શિવાય બીજું કશુ હતું નહીં જેથી આ વેશવાળની ભારે ચરચા સ્થળે સ્થળે અને પાણીને ઓવારે પુષ્કળ રીતે થવા લાગી બન્ને વરસના બાળકો જેઓ બોલવા પણ પુરૂં શિખ્યાન થી તેઓ આજે સંસારની જાળમા ઝીંકવાની તૈયારીપર છે, તેમ માની લોકો ભૂલાવામા ભૂલવા લાગ્યા પરંતુ તેઓને બિચારાને કયાંથી માલમ હોય કે તેઓના પ્રારબ્ધ તો ગર્ભમાંહેથીજ બંધાઇ ચુકયાં હતા, અને વેશવાળ નક્કી થઇ ગયું હતું.

આ વાતથી સુધારાના સાથિયો અને દેશ દાઝવ પુરૂષોના અંતઃકરણ જળવા લાગ્યા, પરંતુ વાંચનાર તને અજબ જેવું લાગશે કે આ વાતની શેઠ હરખચંદ શાહને હજી રંચ માત્ર પણ ખબર નથી.

આજ નવરાત્રીની ત્રીજી રાત્રી અને રવીવાર હોવાથી શ્રીનગર શહેરના રમણ પરામા આવેલી બાળ સુધારાવર્ધક સભાના મંદિરમાં એક યુવાન વિદ્યાર્થીનુ બાળવિવાહ એ વિષયપર ભાષણ હતું, જે સાંભળવાને વિદ્યાભિલાષીઓ અને સત્યના જીજ્ઞાસુઓ સભાના મેમ્બર શિવાય બીજાઓની ઝાઝી આતુરતા ન હતી, જોકે આવા ભાષણોવખતે અન્ય રવીવારે સભાના મેમ્મબરો શિવાય બીજા પણ ઘણાએક માણસો હાજર થઇ ભાગ લેતા હતા. પરંતુ આજ નવરાત્રીના દિવસો હોવાથી સા-

હેરમાં જગોજગ મંડપ અને ડાંડિયારાસની ધામધુમ જામી રહી હતી,? કોઈક સ્થળે માધુર્ય વનિતાઓના ગરબા અને કોઈક સ્થળે નાટકાચાર્યની નકલ કરી શોખિન જુવાનો નાટકના ખેલો પણ ગરબી માતાની જગ્યામા ભજવી બતાવતા હતા, તો તેવી મફતની મોજ મજાહ મુકી ભાષણ સાંભળવાની આતુરતા આપણા લોકોમાં પેદા થાય તે માનવુંજ કેહવું અસંભવિત છે? જ્યારે તેવી આતુરતા લોકોમાં એકસરખી વ્યાપી રહે તો પછી આ દેશની ઉત્તમત્તા અને જાહોજલાલીનો વખત આપણાથી રંચમાત્ર પણ અંતર શાંને ભોગવે પરંતુ એજ કંમનસીબની વાત છે કે તાળીઓના તડાકા સાથે નાચવાને તથા ડાંડિયા સાથે ડાંડિયાં અફાળી ધરતી ધમધમાવી શૂરાતન બતલાવવાને માહારા બંધુઓ તૈયાર છે; પરંતુ તેજ માહારા બંધુઓ દેશસેવાના કે સંસાર સુધારાના સવાલની બાબતપર સમર્થ વિદ્વાનોના સુધાકર સમાન એ મહાદેવી વિદ્યાદેવીની સદ્કૃપાથી ચળકતા મુખારવિંદ વાટે વહેતા પ્રવહથી પલળવાને તૈયાર નથી.

શેઠ હરખચંદ શાહ શ્રીનગર શહેરના એક મોહોટા મોભાદાર વણિક હતા, તેઓ રંગરાગના રસિયા તો નજ હતા પરંતુ આ વર્ષે શહેરમાં કંઇ એવોજ પવન ફુંકાતો હતો કે નવરાત્રીના દિવસોમા મંડાતી ગરબી જેકે લાકડાના ચોરસ ખોખાંપર સારા રંગીન કાગળ ચીટકાવી તૈયાર કરવામાં આવે છે તેનુ વૃથા મહાત્મ્ય વધારવાને બાહાને મોહોટા મોહોટા મંડપો બાંધી તેમાં ઘણી સરસ રોશની તથા અવ-

નવી શોભા કરવાને જુદા જુદા લતાવાળા એકબીજાની સરસાઈ કરવાને ઘણીજ ખંતથી મંડ્યા રહેતા હતા, શેઠનો એક મુનીમ નામે નરોતમદાસ ઉર્ફે ગગજીભાઈ પારેખ પોળમા રહેતો હતો જેનાપર શેઠની ઘણીજ મહેરબાની હતી જેણે કે પારેખપોળના મંડપમા ઘણો સારો ભાગ બતાવેલો હોવાથી તે બરાબર છે કે કેમ તે જતલાવવાને પોતાના શેઠને આગ્રહ કર્યો હતો, જેનો અતિ આગ્રહ હોવાથી તે વાત કબુલ રાખી આજે શહેરના મંડપો નિહાળવાને પોતાના મુનીમ અથવા મીત્ર ગગજી પારેખ સાથે એક ડાકચાટ ગાડીમા બેશી ફરવા નિસર્યા, સ્થળે સ્થળે શેઠને ઘણુજ માન મળતું હતુ, તેમા પણ પારેખપોળમાતો સઘળી ગોઠવણ આગળથીજ હોવાથી તેની ખૂબીને માટે તો પૂછવુંજ શું ! ! આ સઘળું થઇ રહેવા પછી શેઠે પોતાના મુનીમને તેની પોળના મંડપમા મુકી પોતે રમણ પરાની સડકપર થઇ ઘર તરફ જવા નિસર્યા.

આ વખતે બાળ સુધારાવર્ધક સભામા બાળવિવાહપર પેલો યુવાન પુરૂષ પુરતી છટાથી ભાષણ સમાપ્ત કરવાની તૈયારીમા હતો, અને જેથી તે શરાતનના આવેશમા આવી જઇ ઘણુજ જુસ્સાથી અને અલંકાર ભરેલા શબ્દોથી વિવેચંન કરતો હતો, જેનો મધુર અવાજ શેઠની કર્ણેન્દ્રી સાથે અથડાતા કાંઇક ઇચ્છાની લાગણી તે તરફ દોરાઇ, ગાડી એક બાજુ ઉભી રાખી ઘોડાની લગામ ગાડીવાળાને આપી પોતે એક ચિતે શ્રવણ કરવું શરૂ કિધું, આ વખતે તે યુવાનના શબ્દો તિવ્ર મિશાલ મનુષ્યનુ અંતઃકરણ ભેદિ

નાંખે તેવા હતા, અરે માબાપો!! તમે વિના કારણે કુમળા બાળકોને પથ્થરની સાથે લટકાવી તાગ વગરના કુવામા શા માટે પટકો છો? અરે જે કાર્યમા માત્ર તમારી [illegible] શિવાય તમારો કાંઇજ હક નથી તેના તમે માલિક શા માટે થઈ પડો છો? જેમા તેઓની જીન્દગીના સુખદુઃખની વાતનો અવિચારથી ત્યાગ કરી તેની સર્વત્ર સ્વાધિન સત્તા પર એક ક્રુર પશુની સમાન તલપ તમે શા માટે મારો છો? તમે તમારા બાળકોનો ભવ બાળવાની ઈચ્છા કરતા તમારા ઘાતકી હૃદયને જોઇએ તો ખંજરવતી ભેંકિ નાંખો, અણુસમજુ અને તદંન નાહાંન અથવા છેક અબોલ બાળકને વહુવર ઠરેલાં જોવાની લાગણી ધરાવતી તમારી આંખની દ્રષ્ટિને ફોડી નાંખો અને તેવું સાંભળવાની જીજ્ઞાસાવાળી કર્ણેંદ્રિને કોઇ જાતના તેજાબનુ પાન કરાવી શક્તી રહિત બનાવો, પણ તમે એ કાર્યની આપત્તી સમજી તેવું મહકનિષ્ટ કાંમ કરવાનુ દુષ્ટ પગલું ભરતાં અટકો, મીત્રો! નથી એ ખાવાની ચિજ કે નહીં પસંદ પડતાં ફેંકિ દઇશું, ભાઇઓ નથી એ પહેરવાનુ વસ્ત્ર કે તેના બાળોતિયાં કરી ફેંકી મારશું, બંધુઓ નથી એ બાળકનુ રમકડું કે ઉંચુ મુકીશું, માહારા પ્યારા મહાશયો! એવી એવી વસ્તુઓ કે જેને લગ્ન જેવા પ્રસંગ પાસે તુચ્છમાત્ર યાને તદંન નિરજીવ કહેવાને પણ કશી હરકત નથી તેવી વસ્તુ ખરિદવાં પણ તમે કેટલી કેટલી ચોકાશી કરીજુવોછો તો શું તમારી બુદ્ધિ દેવીના દરવાજાપર બાળકોના સ્વાર્થ તરફ વિચાર કરતી વેળા તાળાં દેવાઇ ઉપર શીલ થયાં છે કે શું!!

તમે નથી જાણતા કે એતો ભાગ્યની સાથે જડાઇ જાય તેવી હકિકત છે. માટે મીત્રો લગ્ન કેવાં અને ક્યારે થવાં જોઇએ, તેને માટે પણ મેં આગળ હિંદી ભાષામા પ્રસિદ્ધ થયેલા સ્વામિ દયાનંદ સરસ્વતિ વિરચીત સત્યાર્થપ્રકાશને આધારે ઘણુ ઘણુ યાદ રાખવાનુ આપની પાસે નિવેદન કિધેલું છે જે કે બિલકુલ વિસરી નહીં જતાં તેનાપર નિરંતર મનન કરતા રહેશો એટલું કહી હું મારૂં આજનું વ્યાખ્યાન આપના આનંદી આશ્રયને માટે ઉપકાર માની સમાપ્ત કરૂં છું.

આ વખતે તાળિયોની ગર્જનાથી સભાનુ દિવાનખાંનુ ગાજી રહ્યું હતું, જે પછી પ્રમુખે પોતાનુ ભાષણ શરૂ કરતા શેઠ હરખચંદ શાહે ઘોડાની લગામ હાથમા પકડી ચાબુક ફેરવી, ગાડી ઘરતરફ વાળી આખે રસ્તે બાળલગ્ન તરફ તિરસ્કાર બતાવતા અને તેના સંબંધના વિચાર કરતા છેક પોતાના ઘર નજીક આવી પહોંચ્યા ઘર પાસેની ઝીણી કાં. કરી સુક્ષ્મ અને શેઠીયાઓના મગરૂર મનને પસંદ પડતા તીંણા અવાજ સાથે પસાર થઇ ઘરની છેક પાસેના દરવાજા પાસે આવી ગાડી ઉભી રહી, ભૈયો સલામ કરી શેઠની સામે ઉભો થઇ ગાડી સાથે આવેલી વસ્તુઓ લેવા સામે ગયો, શેઠ ગાડીમાંહેથી ઉતરી આજના ભાષણની વાત કરવાની જીજ્ઞાસા પૂર્વક પોતાના મંદિરમાં દાખલ થયા.

પરંતુ શેઠાણી ગરવસુંદરી આ વખતે કંઇ મહાન વિચારમા ગરકાવ હોય તેવું જણાયું, જેના કારણથી શેઠ તદ્દન બિનવાકેફ યાને અજાણ હતા પરંતુ શ્રીનગર શહેર

અને તેની આસપાસના ગામના લોકો પણ ક્યારનાયે જાણીતા થઇ ચુકેલા હોવા જોઇએ. તેમજ અમારા વાંચનાર મહાશયોના ખ્યાલમાંથી પણ બહાર નહીંજ હોય કે દશેરાને દહાડે નાળિયેર રૂપૈયો આવનાર છે તેના દિર્ઘ વિચારરૂપ-તર્ક વિતર્કની બાગળ પરના રસ્તાની અથડામણમાં આ વંખતે ગરવસુંદરી પડેલી હતી.

શેઠ–કેમ વહાલી આજે તાહારો ચહેરો કાંઇ ખીન સરખો માલમ પડે છે! બોલ શું વિચારમાં ગરકાવ થઇ ગઇ છે.

ગરવસુંદરી–કંઇ નઇ સહજ!!

શેઠ–પણ કહેતો ખરી તને થયું છે શું? બોલ્યા વિના શી ખબર પડે

ગરવસુંદરી–વળિ બોલવાની શી જરૂર છે આ તમારી તો આંખ ઉઘડતી નથી માહારો એકનોએક લાડકવાયો છોકરો આટલો મોહોટો થયો છતાં તેનું વેશવાળ કરવું તો શું !! પણ ક્યારે કરવું કે ક્યાં કરવું છે તે વિષેની વાત સરખી પણ કરતા નથી. તમારા મનમા કોણ જાણે શું એ સળ ભરાયું છે તે કાંઇ સમજાતું નથી બીજાં બિચારા ગરિબ હોય છે તેપણ પોતાના છોકરાઓના વિવાહ નાનાનાના છછ મહિનાના હોય ત્યાંથી કરી નાંખે છે અને લ્હાવો લેછે પણ તમારા મનમાતો તમારો છોકરો તેવું છેજ ક્યાં? કોણ જાણે કઇ રાંડે ખાંડના પાણી પાયાં છે તે માહારૂં તો માનતાજ નથી. આજે પણ આવ્યા!

અરધી રાતતો ગઇ બોલો ક્યાં રોકાયા હતા ? એ ટેવ કંઇ સારી નહીં.

શેઠ—વ્હાલી તેવા ખોટા વિચાર શામાટે કરે છે શું હું મ્હાહારૂં એકપત્નીવૃત્ત કદિ પણ ભંગ કરૂં ? શું તે વાત બનવા જોગ છે ?

ગરવસુંદરી—અને કરો તોય માહારે શું તમાંરે જોઇએ તો બીજી છપ્પન કરો તેમા માહારૂં શું જવાનુ છે ? પણ આ છોકરાનુ વેશવાળ કરવાનુ શું ધાર્યું ?

શેઠ—અરે જાજા ગાંડી આવા બાળકના તે વળી વેશવાળ શા, બિચારો આપણો મણી હજી વેશવાળમાં સમજે શું !

ગરવસુંદરી—એ એમાં શું સમજવાનો હતો પણ આપણે તો સમજીયે છીએ ને તમારૂં વેશવાળ થયું ત્યારે તમે સમજતા હતા કે હું તમારી વહુ થાઉં ? વળી હું તો તમારાથી ૭ મહીને મોહોટી પણ હતી અને આ તો કેવું મઝેનું છે.

શેઠ— મઝેનુ છે એટલે ? શું તેં કોઇ જગ્યાએ નક્કિ કરી મુકયું છે કે શું ?

ગરવસુંદરી—હાસ્તો પેલા વકિલ પ્રેમમોહનસાયની પુત્રી મુક્તા સાથે આપણા મણીરાયનુ વેશવાળ મેંતો માહારે કર્યું છે અને દશેરાને દહાડે નાળિયેર રૂપીઓ પણ આવશે સમજ્યા તમે તમારે તૈયારી જે કરવી હોય તે કરી રાખજો.

શેઠ – તે કંઇ નાહીં ચાલે આજેજ મેં બાળવિવાહ એ વિષયપર ભાષણ સાંભળ્યું છે અને એથીજ માહારૂં મન તો પ્રતિજ્ઞા બાંધી બેઠું છે કે સ્વપ્ને પણ માહરા પૂત્રના હું બાળવિવાહ કરનાર નથી સમજી ! ! .

ગરવસુંદરી—હવે રાખો રાખો એવા તો આજ કાલના સુધરેલા સતરસેં જગ્યાએ ભેંભેં કરે છે તેમા તેનુ શું વળે? શું આપણા માબાપો ગાંડા હતા કે જનમ થતાંજ બાળકોના વેશવાળ કરી નાખતા હતા એ તો મૂવા કાદિ પડયા નવરા એને શું ?

શેઠ—એઓ બિચારા દેશના દાઝેત છે વિદ્વાનો છે હજારો માણસની વચમા ઉભા રહી ભાષણો આપવા તે કંઇ મશકરીના ખેલ નથી. પ્રીયા તું એવા સુજ્ઞ પુરૂષોને ગાળ દે તે માહારાથી સંભળાતું નથી.

ગરવસુંદરી— ન સંભળાય તો કાંને પુંભડા ઘો ! એ તો હું તમારી મતલબ સમજી ગઇ છું કે તમારે છોકરાને વાંઢો ને વાંઢો રઝળાવવો છે પોતે બારવરસના થયા ત્યાં તો બાઇડી લઇને બેઠા પછી છોકરાની શી પીડા પણ તે કંઇ નઇ ચાલે મેં તો માહારે વેશવાળ કર્યું છે ને જાંણો કે નાળિયેર રૂપીઓ પણઆવવામાં ઘડીઓ જાય છે.

શેઠ—પણ માહારી મરજી શિવાય.

ગરવસુંદરી—અરરરર ! ! બાપલીઆ તમારાથીતો

તો બાહ પરમેશ્વર જાંણે માથું ફોડીને ખાઇ ગયા. જાઓ જાઓ તમારી તો અક્કલ ગઇ છે..વળી તેમા તમારી મરજી શાની જોઇએ ? છોકરા અમારાને અમે વેશવાળ કરિયે તેમા વળી તમારે શું. તમારે કાંઇ ગડબડ નહીં કરવી વકિલ પ્રેમ મોહનરાય જેવાની દિકરી મળે છે જેની ઠીકરી પણ મળે નહીં. શું છોકરી રૂપાળી છે! અને એનું તેજ છે હું તો એને જોતાંજ ખુશી થઇ ગઇ છું. હવે કંઇ પંચાત કરતા નહીં અને શરૂસામન—જે કંઇ સાકર ઘી વિગેરે મંગાવવું હોય તે મંગાવજો નહીંતો ના પાડી દેજો કે મારી મેળે તૈયાર કરૂં

શેઠ—અરે હજી આ હઠીલી સ્ત્રી પાસે માહારૂં કશું નહીં ચાલે ? હું શહેરનો નગરશેઠ રાજકાજના કામોમાં માનીતો થયલો માણસ માહારી સલાહ નામદાર મહારાજા પણ મંજુર રાખે તેજ માહારી સલાહનો જે કે મારી સ્ત્રી તેજ અનાદર કરે આ વાત બાહાર કરવામાં કંઇ ફાયદો નથી; ખાલી પીલી લોકોમાં અપકીર્તી થશે માટે હવે તો મનમાજ સમજીને બધી સામગ્રી તૈયાર કરીએ.. ( ગરવસુંદરીને બોલાવીને ) કેમ સાંભળે છ કે તું તારે તાહારી બધી તૈયારી રાખજે ને હું બધી ચીજ વસ્તુ મંગાવી મુકીશ લે ઠીક હવે તો રાજીને

ગરવસુંદરી—હાસ્તો હું એ રાજી ને મારો પરમેશ્વરે રાજીઆજથી હું તમને કહું છું કે તમારે મારી વાતમા કાંઇ માથુંજ મારવું નઈ.

શેઠ—ઠીક બાપા ઠીક લે હવે સુઇ જવા દઇશ હું તો આજે ડેલીની મેડીએ સુવા જઇશ ને તું તારે આંઇ તારા છોકરા પાસે સુઇ રહે.

ગવરસુંદરી—તેમતે કંઇ હોય ડેલીની મેડીએ શું છે ? હું તો એકલી નહીં સુઉં આ છોકરો તો સુવે ઘોડીઆમાં અને ઉંઘી જાય પછી મને એકલાં કેમ ગમે?

છેવટે શેઠ કપડા ઉતારી પાસેના પલંગમાં સુવા ગયા.

ગવરસુંદરી—આજે આવી હરખની વાતો દિકરાનું વેશવાળ થયું છે અને કેમ ઝટ લઇને સુઇ જવું ગમે છે બળી તમારી ટેવ તમારે તો કોઇ દહાડો હસવું કે બોલવું તો નહીંજ.

શેઠ—પણ તેમા નવાઇની શી વાત છે બધાયના છોકરાના વેશવાળ થાય છે તેમ વળી આપણે ત્યાં થયું.

ગરવસુંદરી—એતો ઠીકપણ કેટલી સાકર જોઇશું

શેઠ—તેની તાહારે શું પંચાત જોઇશે તેટલી લાવીશું કાંઇ ખુટકો થવાનો છે.

ગરવસુંદરી—જાણે ન્યાહાલ કરતાં હોયનઇ તેમાં કાલાવાલા કરી કરીને મરી જઇએ તોય મરડાટમાંથી હાથજ કહાડતા નથી જાઓ નીકળો મારા ઘરમાંથી. આખો ભવ એવોને એવોજ સ્વભાવ રહ્યો એતે કેમ પાલવે ?

શેઠ—બોલ તારે કેટલી લાવીશું તું કે ?

ગરવસુંદરી—કેટલી દસ ખાંડીતો જોશેતે?

શેઠ—તારી પાંસળી ચસકીછ તને થયુંછ શું એટલા મણ પણ ન જોઇએ.

ગરવસુંદરી—ઠીક ઠીક પૂછશું તેમાં તમે કંઇ ન સમજો સવારમાં મુનીમજીને મોકલજો એટલે હું ટીપ ઉતરાવીશ પછી આંકડો આવશે એટલે આંખ્ય ઉઘડશે.

શેઠ—ઠીક તેમ કરજે પણ હવે સુવા દ્યશ.

ગરવસુંદરી—ભલે સુઇ જાઓ ત્યારે. તેટલું કહી ગરવસુંદરી ઉઠી ચિમનીની વાટ નીચે ઉતારી દીવો ઝાંખો કર્યો. ઓરડાની સાંકલ વાશી અને વેશવાલની વાત પણ ગરવસુંદરીએ પુરતા દમામ સાથે પુરી કરી.

---

## પ્રકરણ ચોથું.

---

આજ દશેરાનો દિવસ દરએક તહેવારોમા લગભગ સહુથી મોહોટા જેવો ગણાય છે કાઠિયાવાડના રાજાઓ આજે પુરતા રોફ અને ભપકાથી સ્વારીઓ કહાડે છે અને નોકર ચાકરોને ઇનામ અકરાંમ અને મોજું પણ આપે છે.

આપણા શ્રીનગર શહેરના મહારાજા પણ ઘણાજ ઉદાર અંતઃકરણના અને આનંદી હોવાથી આજ મળસક્રાનીજ ધામધુમ થઇ રહી છે, નાગર અધિકારીઓ અને

હજુરના ખવાસો ટાપ ટીપ કરી પુર ભપકાથી શાહેરની ભાગોળપરથી દિવાનપુરા તરફ જતા જણાયા. રસાલાના બારિગરોની એક ટુકડી સુનેરી ફીટવાળા ડગલા, કસબથી અને તેના લટકતા છુટા તોરાથી ઘણાજ શોભાયમાન તથા પઠાંણ ઘાટની બત્તી ફીટવાળા પાટલુંન અને કાનપુરી નમુનેદાર બુટ, જમણી બાજુ શિહોરી સમશેર કમરે ઝીક ટીકીના ભરેલા અને ઘણાજ ચળકતા કમરપટા આસ્ટ્રેલિયંન પાણીદાર ઘોડા ઇત્યાદિ પુર દમામમાં તેના નાયકના હુકુમ મુજબ કવાયત કરતી સિપાઇયોની એક ટુકડી શાહેરના લોકોને આનંદ આપતી દિવાનપુરા તરફ થઇ મનહર બાગના દરવાજાની સાંમે તળાવની તરફ પુંઠ કરી નામદાર હજુરશ્રીના કમલનયંનને પ્રસંનતા આપવાને એક સરખી લાઇનબધ ઉભી રહી હતી. જે પછી શણગારેલા હાથી કોતલના એટલે ખાલી શોભાના ઘોડા તથા તેનાપર નાંખેલા સુંના રૂપાના રત્ન જડીત હોદા; તાવદાંન પાલખી હજુર શ્રીના એડિ કાંપ એટલે પ્રાણ રક્ષક વિશ્વાસુ માણસોની ટુકડી પોલીસ ફોજ વિગેરે સ્વારિમાં ભાગ લેવાને જે કંઇ હતું સઘળું તે એક પછી એક આવતું અને જતું જણાયું.

આ મનહર બાગની સામેના તળાવના એક ઓવારાપર એક મોહોટો કુવો જે કે અમૃતકુપના નામથી પ્રસિદ્ધ હતો તે કુવાપર પાણી ભરનારી નગર નારિયોની પણ આ વખતે મોહોટી ઠઠ જામી રહી હતી જેમાં કે ગરવસુંદરીને ત્યાં કામ કરનારી કસ્તુર પટલાણી પણ પોતાના શેઠને ત્યાં આજે

વેશવાળ પ્રસંગની જમણવાર હોવાથી બીજી દસ વીશ પોતાની જાતની મજુરણોને લઇ પાણી ભરવા આવી હતી, આપણા શ્રીનગર શહેરની પટલાણી યાને કણબી જાતની સ્ત્રીઓ શરીરે ઘણીજ જોરાવર અને કામ કરવામાં ચાલાક તથા બહાદુર તરીકે શહેરના દરએક ગ્રહસ્થોને ત્યાં વખણાય છે, અને તેની યોગ્ય નિશાની તરિકે તેના માથાપર ત્રાંબાના અજવાળેલાં બેડાપર સૂર્યના કીર્ણોનું પ્રતિબીંબ પડતાં તેની અવનવી શોભા રાત્રીને સમયે ખુલ્લા આકાશમાં પ્રકાસતા એક ઉત્તમ પંકતીના ઉડગણ કરતાં પણ અધિક જણાતું હતું એજ તેના શરીરની મજબુતીની સાબીતીને માટે બસ હતું.

વ્હાલા વાંચનાર !! આજે મણિરાય અને ભવિષ્યની દુ:ખિયારી મુકતાના કર્મબંધનની વાત જગ જાહેર થવાની ધામધુમ શેઠ હરખચંદ શાહના ઘર આગલ બહુજ ઉંચા પ્રકારથી પુર બહારમા ચાલી રહી હતી. ત્યારે વકિલ પ્રેમ મોહનરાયની વિધવા પત્નિ માણુસ વિનાની કશું પણ કરી શકી નહતી. બિચારીને નહતી બીજી પૂત્રી કે નહતો પૂત્ર ! ! દિયેર જેઠ વિગેરે સસંરાના કુટુંબનું કોઇ પણ તેના તરફથી કાંમ કરનાર ન હતું; તો તેવા કશા પણ આધાર વિનાની નિર્દોષ મુકતાની વિધવા માતા શું કરી શકે ? તેણી માત્ર એક પાડોશીના આઠ વરસના તરૂણ છોકરાને નાળિએર રૂપૈયો આપી પોતાના વડીલોથી ચાલ્યા આવેલા ગોર ગંગાશંકર સાથે હરખચંદ શેઠને ત્યાં મોકલ્યો.

દશેરા અને બુધવારની બપોરના લગભગ અગિયાર કલાકને અમલે શુભ ચોઘડીયાની અધવચમાં શેઠ શ્રી હરખચંદને ત્યાં વકિલ પ્રેમમોહનરાયની વિધવા સ્ત્રીએ મોકલેલું નાળિયેર આવી પહોંચ્યું

શેઠ હરખચંદ શાહનો પૂત્ર મણીરાય જે કે હજી બોબડા બોલ લગભગ પાંચ પચીશ પણુ ભાગ્યેજ બોલવા મહા મુશીબત વચ્ચે શિખ્યો હતો. તેમજ યોગ્ય વય થવા છતાં પણ બેશી સરખો શકતો નહતો. મતલબકે બરાબર તેની કંકાસણી અને હઠીલી માતાની ઘેર સમજુતીથી પુરતાં લાડ હોવા છતાં મણીરાય નિરંતર માંદગીને બિછાનેજ ઉમર ખલાસ કરતો હતો. આવી રીતે અર્ધ માણસુ એટલે નાકોઉવત યાને કમતાકાત હોવા છતાં આ વેશવાળ પ્રસંગે સાંગામાચી ઉપર ફરતા ગાદિ તકિયા બિછાની તેના પુશકળ ટેકા વચ્ચે મણીરાયના રોગ ગ્રસ્ત શરિરને ગોઠવવામાં આવ્યું હતુ.

## અપશુકનનીશરૂઆત.

નાળિયેર આવ્યું જોકે જમાનાના રિવાજપ્રમાણે જેનું વેશવાળ થતું હોય તેના હાથમાંહેજ આપવું જોઇએ પરંતુ આપણે જાણીએ છીએ કે મણીરાયથી નાળિયેર તો શું પણ એક વજનદાર સોપારી પણ ઉંચકી શકાવું

એ ઘણુંજ કઠીન હતું. જેથી રૂપૈયો તથા નાળિયેર સાંગા માચી પાસે બેસી એક ગુમાસ્તાએ હાથમાં ધરિ રાખ્યું હતું. અને તેને મણિરાયનો જમણો હાથ સહજ અડકાડી રાખવામાં આવ્યો હતો, પણ દૈવ ઇચ્છાનુંસાર ભવિષ્યમાં પડનારા સંકટોના ચિન્હ તરીકે વેશવાળના માલીક મણી-રાયને તે નાળિયેર તદ્દન પોતાના હાથમાં લેવાની ઇચ્છા-થઇ અને તેથી તેણે ઓચિંતાની એક ઝાપટ મારી ના-ળિયેર લેવાને વાંકો વળ્યો તેવોજ તે નાળિયેર એક બીજુ અંને પોતે બીજી બાજુ આ રીતે જમીનપર પટકાયો-જમીન કાળા સંગે મરમરથી જડેલી હતી પરંતુ આજ વેશવાળની ધામધુમને લીધે કંતાન અને રેશમના મેળાપ. થી બનાવેલા સુંદર ગાલિચા બિછાવ્યા હતા, જેથી મણી-રાયનો કેટલોએક બચાવ થયો ખરો, તોપણ તેને આ વખત નાકની દાંડી છુંદાવાથી તમસ ચડી ગઇ જેથી કેટલોએક વખત સુધી રડી પણ શકયો નહીં તેમજ નાસ ખોરીના ફુટવાથી રૂધિર ગમન પણ થવા લાગ્યું. આવાં થોડા પણ ભયંકર દેખાવથી ગીત ગાનારીઓ સઘળી ગુપ ચુપ થઇ ગઇ, અને નોકર ચાકર સઘળાના મોં ઉતરી ગયા મુનીમ ગગજી પારેખ જઇને નજીકના એક સરજન ડાકટરને બોલાવી લાવ્યા.

ડાકટરે ગુલાબજળમા પીગળાવી કંઇ દવા માથપર લગાવી તેમજ તેજ દવાનુ પ્રવાહી પાણી નાકપર રેડયું તથા એક વિલાયતી વાદળિવતે નાકનુ લોહી જેકે આજુ

બાજુ ખરડાયલું હતું તે સાફ કરી નાંખ્યું, આ દવાના ચમત્કારથી લોહી નિકળતું તમામ એકીવારે બંધ થઇ ગયું, પરંતુ મણીરાય આંખ ઉઘાડી જાવે નહીં કે રડે પણ નહીં; આથી લોકો પણ ગભરાયા, છેવટે આંખોપર અને મગજ ઉપર પૂસ્કળ પાણી રેડવાથી એકદમ મ્હોટી ચીસ નાંખી રડવા લાગ્યો, ત્યારે ઘરના માણસો સઘળા ખુશી થયા, શેઠાણી ગર્વસુંદરી પણ તુરતવાર ખોળામા લઇ છાતી સરખો દાબવા બેઠી અને ધવરાવવાને માટે મહેનત કરવા લાગી ડાકટર દવા આપીને ચાલી ગયો; જે પછી મણીરાય કેટલીએક વારે રડતો બંધ થયો. જેથી વેશવાળના શૂભ પ્રસંગે હાજર થયેલાઓમા બરાબર બપોરના બે વાગતાને સુમારે સાકર વ્હેંચવામા આવી અને નાળિયેર રૂપીઆનુ કાર્ય પુર્ણ કરી શ્રીનગર શહેરના મોભાદાર વણીક શેઠ હરખચંદશાહના એકના એક પુત્રના વેશવાળના શૂભ પ્રસંગે જેકે આજે જમણવાર કરવામા આવી છે તે જમણવારના પ્રસાદ લેવા જવાની ટાપટીપ કરવાને સઘળા સ્ત્રી પુરૂષો પોતાના ઘર તરફ સિધાવ્યા.

---

## પ્રકરણ ૫ મું.

---

### મણીરાયની મંદગી, આશામા નિરાશા અને વસંતપંચમીના લગન.

નિરદોશ મણિરાય અને મુક્તાનુ કર્મબંધન જગજાહેર થયા પછી મુક્તા એક વખત નહીં પણ અનેક વખત

સાસરે જમવા જવા લાગી, તેમજ સાસરીઆ તરફથી મળતી બક્ષિશ ચીજો લઈ મકલાતી મલકાતી પાછી ફ. રતી, બિચારી પણ તદ્દન બાલ્યાવસ્થામા એટલે તે ન જાણતી કે પતિ એટલે શું ? વર એ તે કોણ જાણે શું હશે, મુક્તા પાંચ વરસની થઇ એટલે નાની નાની સહીયરો તેને ઓળખાવતી કે પેલો મણીઓ તારો વર થાય; જોકે તેને સ્વભાવિક તિરસ્કાર તો પેદા થતોજ હતો અને બોલતી પણ ખરી કે મુવો એ રડતો ! એવો વર મને નહીં જોઇએ, એતો આખો દહાડો રડયા કરે તેને હું તો નહીં રમાડું એના કરતાં તો માહારી પથરની પુતળી મજાની છે કે એને હું અફાળું ઝીંકુ ગમે તેમ કરૂં તોપણ રડેતો નહીં. મુક્તા ! મુક્તા !! નિરદોશ મુક્તા !!! તારા આ બોલ સાંભળી કોને દયા નહીં આવે ? અરેરે વર એટલે શું તેની તને ખબર પણ નથી પરંતુ એ વર તાહારી પથ્થરની પુતળી બિશાલનો પથ્થર સરખી કિમતનો નથી પણ એનાપર તો તાહારી ભવિષ્યની જીંદગીના સુખ દુ:ખનો આધાર છે.

મુકતા પાંચ વરસની ઉમ્મરમાં આવા બોલ બોલતી એક વખતે તેણીની સાસુએ સાંભળ્યા.

પ્રીય વાંચનાર !! ગર્વસુંદરી-જેવી ગરવીષ્ટ સાસુના મિથ્યાભિમાન પણાને માટે તમે કયાં અજાણ્યા છો ? આ વખતે કુંવારી વહુનાં આ બોલ સાંભળતાં તે તેની છોકરવાદી તરફ નજોતાં તેના અજુગતા બોલ તરફ ઢળી

પડી ગુસ્સે થાય એ કાંઇ અસંભવિત માનવા જેવું ન હતું.

## એક વિચીત્ર બનાવ.

પાંચ વરસની ઉમરે તદંન તંદુરસ્ત રહેવાથી તથા વિધવા માતાની થોડી પણ યોગ્ય સારવારથી મુકતા લગં- ભગ આઠ વરસની હોય તેવી દેખાવા લાગી. જેથી તેની વિધવા માતાએ તેની પાસે મોળાકત પર્વનું વૃત્ત કરાવવું શરૂ કર્યું.

છોકરીઓની ગોરના દિવસમા વેશવાળ કરેલી કન્યાને તેના સાસરીયા તરફથી ફરાળ આપવાનો પ્રચાર આજ પરંપરાથી એટલે કંઇક કાળથી આવ્યો આવે છે. તેજ પ્રમાણે અભાગ્ય કુમારિકા મુકતાની કંકાસણી નિચ અને વ્યભિચારિણી ક્રુર સાસુ ગર્વસુંદરી એક દાસીના હાથમાં રૂપા- નો મ્હોટો ખુમચો મેવો ઇત્યાદિથી ભરી ફરાળ આપવા કુસુમકળાને ત્યાં આવી હતી. આ વખતે ગર્વસુંદરી કંઇ જુદાજ દમામમા દેખાતી હતી. લ્હાવાની લ્હેમાં તે એ- ટલી તો આંધળી બની ગઇ હતી કે તેને પોતાના પુત્ર કે નિરદોશ મુકતાનુ હવે પછી શું થશે તેને માટે સ્વપ્ને પણ વિચાર આવતોજ નહીં. તોપણ જે થનાર છે તે પ્ર- માણે તો નહીં પણ તેનાથી કંઇક વિચીત્ર ભાવ દાખવતો અને કંકાસવૃક્ષના દુ:ખકર બીજને રોપનાર વિચાર આજ મોળાકતના ફરાળમાંથી ફાળભેર જન્મ પામનાર છે. ન-

શીબ! નશીબ!! મુકતા બાળવિવાહના બુરા પ્રચારની જાળમા સપડાયેલી મુકતા તારૂં નશીબ!!!

મદોન્મત્ત શેઠાણી ગર્વસુંદરી એક દાઇને એટલે ઘરમાં કામકાજ કરનારી પટલણ જાતની સ્ત્રીને પોતાનો પૂત્ર સોંપી પોતે આ ઉત્તમ માનેલા પ્રસંગે નિકળી હતી, પણ મણીરાય જે કે હમેશાં રોગ ગ્રહસ્ત એટલે માંદગીથીજ ભરપુર રહેતો હતો તેજ મણીરાય, મુકતાના ભવિષ્યને ભૂંડુ કરવામાં બાળ લગ્નના બુરા રિવાજથી કારણભૂત થઇ પડનાર મણીરાય, મુકતાની જીન્દગીનો માલીક, નક્કિ થઇ ચુકેલો તેનો પતિ મણિરાય, એક કદળીના વૃક્ષ પર તિવૃ ત્રિશુળ રૂપી કંટકની શૂળી વાળા ઝુકી પડનાર બાવળિયાના વૃક્ષ રૂપ મણિરાય; જે મણિરાય નિરદોશ છતાં અવિદ્વાન માતા અને તેની નિચ સાહિલીઓ ઇત્યાદિના કર્મથીજ થયેલો મુકતાનો ભરતા જે પણ આજે પુરા પાંચ વર્ષનો થયો હતો છતાં તેની માંદગીના સબબે હજી તો તે માત્ર એક ત્રણ વરસનું નાજુક બચ્ચું હોય તેવો કળિ શકાતો હતો, જેને ચાલતાં ચાલતાં હજી વખતપર લડથડિયાં આવી જતાં હતાં, આંખના ડોળા પણ જાણે તમામ શકતી રહિત થયા હોય તેપ્રમાંણે ડગમગતા જણાતા હતા, તેની રખેવાળ દાઇ કસ્તુર પટલાણી જરા બહાર જવાથી મણિરાયને પોતાની માતા પાસે જવાંની ઇચ્છા થઇ, બિચારા બાળક મણિરાયને શું ખબર કે સાસરે જવાય કે ન જવાય, દોરડી સરખાં પાતળા હાથ પગવાળો અને રોગથી ભરેલા તુંબડા જેવા ગાલ તથા ગાગર સરખા પેટવાળો મણિરાય વસ્ત્ર વિનાનો તેમને તેમ વકિલ પ્રેમ મોહનરાયના ઘર તરફ ચાલ્યો,

પ્રીય વાંચનાર ! ! શ્રીનગર શહેરના વણિક હરખચંદ શાહના ઘરથી મરહુમ વકિલ પ્રેમમોહનરાયનુ ગ્રહ મંદિર કાંઇ દુરતો નજ હતું, પરંતુ બંન્ને એકજ મોહેલ્લામાં રહેતા હોવાથી મણિરાય ટગમગ ટગમગ પગ માંડતાં અને ડગમગતા શરીરે ડગલાં ભરતા પણ જઇ પહોંચ્યો. શેઠાંણી ગર્વસુંદરી તો વાત ચિત્તાદિ ગુલતાંનમાં પડયા હતા ત્યાં પૂત્ર આવ્યાનું ભાન પણ તેને કયાંથી હોય ! જેવો મણિરાય બા–બા–કરીને વકિલ પ્રેમમોહનરાયની પગથીપર ચઢનો હતો તેવામાંજ એક બકરી દોડતી દોડતી તેની સામે દોડી આવી અને મણિરાયની છાતીમા એક ધીક મારી કે તુરતજ મણીરાય હૃદયફાટ ચીસ પાડી રડતો રડતો દડી પડયો.

આજ મોલાકત યાને ગોરના દિવસો હોવાથી ફળિયામાં નાની નાની છોકરીઓ આવેલી તેની સાથે એ બાંગમાં વ્હેંચાઇ જઇ અરસપરસ સરસાઇ બતલાવતી હોય તેવી રીતે છોકરીઓ ગીત ગાતી હતી.

પહેલી—કાગડોરે કાગડો

બીજી—કાગડો કોઠીમાં પડયો !

ત્રીજી—પીટયો શિપાઇ કાગડો.

ચોથી—માહારો પીટયો કાગડો.

પહેલી બહેન આવું આવું કાગડાનું તે કોણ કુટે ચાલને પેલી પુતળીના દાદાને કુટીએ.

બીજી—બ્હેન એના દાદાનું તો છાજીયું જોડાયું છે છાજીયું તમારે કુટવું છે?

બીજી—બોલને ત્યારે લે એનેજ કુટિયે.

## લાવણી

દાદા દિઠે દુઃખ ઉપજે, અને સંભારે સુખ જાય;
જે શેરિયે દાદા સંચરે, તે શેરી ઉજડ થાય.
હાયરે દાદા હાય હાય!
હાયરે દાદા હાય હાય!
દાદાના ખાઇશું રાઇતા, દુઃખે પેટમાં તો મને વાલ;
ગળપાપડી તો ગાંડી નરી, જેવું લાગે તે સંગીન સાલ.
હાયરે દાદા હાય હાય!
હાયરે દાદા હાય હાય!
થુ–થુ–થુ–થુ–થુ–થુ ગળપાપડી તો નઇ ભાવે.

આવી રીતના નાચરંગ છોકરીઓમાં થઇ રહ્યા હતા તેવાંમાં મણીરાયની ચીસ કોણ સાંભળે? પરંતુ એક નાનુ સરખું બેડું માથે લઇ એક કેશર નામની નાની છોકરી પાણી ભરીને આવતી હતી, તેણે આવીને મુક્તાનો હાથ ઝાલ્યો.

કેશર—અલી મુક્તા!! તું તો તાહારા રંગરાગમા પડી છે પણ ખબર પડે છે કે પેલો તારો માટી તો પડયો પડયો રડે છે જા જા એને ઉઠાડતો ખરી,

મુક્તા—બહેન શું છે? મુવો એ માટીનો થતો એ તો એવો રડતો મને તો એવો માટી નહીં જોઇએ.

કેશર—ત્યારે કેવો જોઇએ?

મુક્તા—મને તો માહારા જેવો હોંશીયાર, ફક્કડ, ભણેલો, ગણેલો, ડાહ્યો, અને વધારેમા વધારે તો હંમેશા હસ્તો જોઇએ.

કેશર—ત્યારે તું એને નહીં ઉઠાડે?

મુક્તા—નાના ઉઠાડીશ તોખરી એની માં છે તે માહારી માં પાસે હંમેશાં આવે છે અને મને પણ એને ઘેર વખત બેવખત લઇ જઇ સારૂં સારૂં મજાનુ ખાવાનું ખવાડે છે માટે તેના દિકરાને તો ઉઠાડવો જોઇએ. પણ હું એને શું કહીને ઉઠાડું એનુ નામ તો માહારાથી લેવાય નહીં.

કેશર—શા વાસ્તે ન લેવાય એ તો હજી તારાથી નાનો છે માટે કાંઇ તાહારો વર ન કહેવાય એતો જ્યારે તાહારાથી મોહોટો થાય ત્યારેજ તાહારો વર કહેવાય અને ત્યારેજ તાહારાથી તેનું નામ ન લેવાય. આપણાથી નાના તેતે કાંઇ આપણા ધણી કહેવાય? જોને બહેન આપણે ઘેલકી ઘેલકી રમીએ છીએ ત્યારે પણ હું મોટી છુ વાસ્તે હુંજ દરરોજ વર થાઉંછું અને પેલી કિશોરી માહારાથી નાની છે વાસ્તે વહુ થાય છે. વળી પેલી રતની છે તે માહારાથી મોટીછે ત્યારે હું વહુ ને રતની વર થાય છે વાસ્તે એ કાંઇ તારો ખરેખરો વર નથી પણ એ તો કહેવાની વાત.

મુકતા—લે ત્યારે તો ઉઠાડું.

( મણીરાયનો હાથ ઝાલીને ઉઠાડે છે ) એલા મણીયા એ માશીના મણીઆઉ ઠ, ઉઠ, ઉઠ છાનોરે રડના, તારી માતો મને બહુ મીઠું મીઠું ખવડાવે છે ને માહારી માની બેનપણી થાય છે માટે મારી માશી થાય ને તું માહારો વર ખરો પણ નાના છો ત્યાં સુધી તો માશીના દિકરાનું સગપણ સાચું માટે ઉઠાડું છું નીકર તારી જેવો વરજ એકલો થતો હોય તો ધુંદાંવાજ દઉં ( મુકતા મણીરાયના બે હાથ પકડી તેને ઉંચકી લઇ ઘરમા જાય છે ગર્વસુંદરી તેને જોઇ અજબ થાય છે. )

ગર્વસુંદરી—વહુ મુકતા આ તમે શું કર્યું આ તમારા વરને કયાંથી ઉંચકી લાવ્યાં ?

મુકતા—મુવો એ વરનો થતો અરે અહીં કચરા પેટીની પેટી પડી છે અને બધા બાઇડાઓ મુતરવા બેસે છે એ ખાળ કુંડી પાસે પડયો પડયો રડતો હતો, એ તો તમારો દિકરો થાય ને તમે મને ખાવાનુ આપો છો તેમા વળી લાવી. ઇ, વર કે ખોખરા કલઇડાનુ ઘર કે રાણીતળાવના ડુંગરનો પથ્થર તે કાંઇ હું ન સમજું આજ પછી આમ રખડતો મુકશો તો કંઇ ધુંદઇ મરશે ધુંદઇ સમજ્યાં સાસુજી ! !

ગર્વસુંદરી—અલી છકેલી છોકરી કેમ વારૂ મહારા મણીને વર કહેતાં તો તને ગમતું નથી ત્યારે સાસુજી મને શું કાંમ કહે છે ?